આ પુસ્તક મુંબઈ ઇલાકાના તથા ગાયકવાડી રાજ્યના કેળવણી ખાતાએ ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર કર્યું છે.

# સુશીલ

યાને

# બાળ સદ્બોધ.

---


રચી પ્રસિદ્ધ કરનાર

બળદેવરામ મોતીરામ વ્યાસ.

આસિ. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ખેડા વિભાગ.



સને ૧૯૨૧.





કિંમત ૦-૭-૬.

આ પુસ્તક મુંબઇ ઇલાકાના તથા ગાયકવાડી રાજ્યના કેળવણી ખાતાએ ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર કર્યું છે.

# સુશીલ.

યાને

# બાળ સદ્બોધ.


રચી પ્રસિદ્ધ કરનાર

બળદેવરામ મોતીરામ વ્યાસ.

આસિ. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર. ખેડા વિભાગ.

નવો ભાટવાડો—નડીઆદ.



સને ૧૯૨૧.

આવૃત્તી પાંચમી.

પ્રત ૨૦૦૦

કિંમત રૂ. ૦–૪–૬.





પ્રસિદ્ધ કરનાર

બળદેવરામ મોતીરામ વ્યાસ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું

નવો ભાટવાડો—નડીઆદ.



સુરત-ચૌટાના પુલ ઉપર આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.





# અનુક્રમણિકા.



# પ્રસ્તાવના.

આ જગતમાં પ્રત્યેક મનુષ્યની ઉન્નતિ વા અવનતિનો મુખ્ય આધાર તેના પોતાના ચારિત્ર્ય ઉપર રહેલો છે. જે મનુષ્યનું જે પ્રકારનું ચારિત્ર્ય તે પ્રકારે તે ઉન્નત વા અધમ થઇ શકે છે. આ કારણથી જ્યારે મનુષ્યનું પોતાનું ચારિત્ર્ય બહુ ઉત્તમ પ્રકારનું હોય ત્યારેજ તેના જીવનનું સાર્થક થયું એમ ગણી શકાય.

ચારિત્ર્ય—બંધારણનો ખરેખરો આધાર નીતિ-ધર્મની કેળવણી ઉપર-જ રહેલો છે અલબત, માનસિક કેળવણી તેમાં કેટલેક દરજ્જે સહાયભૂત નીવડે છે; છતાં પ્રધાનપદ તો નીતિ-ધર્મની કેળવણીનેજ ઘટે છે. આ નીતિની કેળવણી કેવા પ્રકારે આપવી જોઇએ એ સંબંધમાં વિવિધ દૃષ્ટિબિંદુથી વિચાર કરી શકાય. છતાં તેની શરૂઆત છેક બાળપણથીજ થવી જોઇએ. એ સંબંધમાં ભાગ્યેજ બે મત હોઇ શકે. કારણ, નાનાં બાળકોનું મગજ મીણ જેવું હોય છે, અને તેથી તેમાં જે જે સંસ્કારો પાડવામાં આવે છે તે ચિરસ્થાયી બને છે. આ સંસ્કારો જો સદ્‍ગુણજન્ય હોય છે, તો તે આખી જીંદગી પર્યંત હિતકારક અને ઉપકારક થઇ પડે છે.

વળી નીતિ-ધર્મ જેવા મહાન્ વિષયના શિક્ષણની સફળતા અર્થે જે વિષય બાળકની સમક્ષ રજુ કરવામાં આવે તેનું સ્વરૂપ ઘણું સરળ અને રસિક હોવાની ખાસ જરૂર છે. આથી ઉલટું જો નીતિના માત્ર નિયમો યોજી કાઢીને ઉપદેશરૂપે તેમની આગળ પ્રદર્શિત કરવામાં આવે તો તે કેવળ નિરસ થઇ પડવા સંભવ છે, કેમકે તાત્ત્વિકબોધને ગ્રહણ કરવા પુરતી તેમની માનસિક શક્તિઓ વિકસિત થયેલી ન હોવાના પરિણામે ઉપદેશના નિરાળા સ્વરૂપને તેઓ ભાગ્યેજ ગ્રહણ કરી શકે છે. આવી બાબતોમાં તો જનસ્વભાવના એક પ્રકારના સામાન્ય વલણને અનુસરવું એજ વધારે લાભદાયી હોઇ શકે. મનુષ્ય સ્વભાવનું અવલોકન કરનાર પ્રત્યેક વ્યક્તિને તેમાં રહેલું એક ખાસ લક્ષણ જે માલમ પડી આવે એવું છે તે એ છે કે, મનુષ્યને પોતાથી ઇતર એવાં જનસ્વભાવનાં ચિત્રો અવલોકવાં બહુજ ગમે છે. તેમાંએ વળી નાનાં બાળકો તો એ પ્રકારની વાર્તાઓમાં અતિશય રસ લેતાં માલમ પડે છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની હોઇ બાળકોના મનનું ઉપરોક્ત વલણ લક્ષમાં રાખી તેમને ગમ્મત સાથે જ્ઞાન મળે

અને તેમના હૃદયની શુભ લાગણીઓ ઉત્તેજાય એ હેતુથી આ જાતના પુસ્તકની રચના કરવામાં આવી છે.

બાળકોના મગજને ગુંચવાડામાં નાખે તથા તેમને અરૂચિકર કે નિરસ થઇ પડે એવી કેવળ અસંભવિત કે કલ્પિત વાર્તાઓનો આ પુસ્તકમાં બીલકુલ સમાવેશ કરવામાં આવ્યો નથી. એથી ઉલટું આ પુસ્તકમાં જે જે દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે તે દુનિયામાં ઘણે ઠેકાણે બનતાં હોય એવાં છે એટલુંજ નહિ, પણ તેમાંનાં કેટલાંક તો લેખકે પ્રત્યક્ષ અવલોકેલાં છે.

વળી આ પુસ્તકની રચના બાળક અને બાળકીઓ બંનેને એક સરખી રીતે ઉપયોગી થઈ શકે એ હકીકત લક્ષમાં રાખી કરવામાં આવી છે. તેમજ તેઓ સહેલાઇથી સમજી શકે એવા હેતુથી પુસ્તકની ભાષા બની શકે એટલી સાદી અને સરળ બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ ઉપરાંત એકજ વખતના વાંચનથી આખી વાર્તા બાળકોના મનમાં રમી રહે એટલા માટે વાર્તાઓને બની શકતા ટુંકા અને રસિક રૂપે આલેખવામાં આવી છે.

અત્રે એ પણ વિચારવું ઘટે છે, કે હાલ પ્રાથમિક શાળાઓમાં ચાલતી વાચનમાળામાં બાળકોને નીતિનું શિક્ષણ મળે એ પ્રકારે કેટલાએક પાઠોની યોજના કરવામાં આવી છે. આમ છતાં વાચનમાળાનો ઉદ્દેશ બાળકોને કેવળ એ એકજ દિશામાં દોરવાનો ન હોવાથી બાળકોના ચિત્તને તે વિવિધ દિશામાં દોરે છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી આ કેવળ નીતિ–વિષયક પુસ્તક બાળહૃદયને પોતા પ્રતિ આકર્ષિ તેમાં બીજ રૂપે રહેલી સદ્‌ગુણજનક ભાવનાઓને પોષી ઉત્તેજિત બનાવવાના કામમાં કેટલેક દરજ્જે ઉપયોગી થઇ શકશે એવી આશા છે.

છેવટે, આ પુસ્તકમાં આલેખેલાં જુદાં જુદાં દૃષ્ટાંતો મનુષ્ય અંતઃકરણને પરોપકાર, સત્ય, દયા, દૃઢતા, ત્રેવડ, ખંત, આગ્રહ, નિયમિતપણું, અપકાર પ્રતિ ઉપકાર એ આદિ ઉચ્ચ ભાવનાઓ પોષવામાં અને નિંદા, અદેખાઇ, ચાડીચુગલી, અસત્ય, દંભ આદિ દુર્ગુણજનક અનર્થકારી અધમ ભાવનાઓને હૃદયમાંથી નિર્મૂળ કરવામાં કોઇપણ અંશે સહાયભૂત નીવડશે તો લેખકનો પુસ્તક રચના માટેનો મૂળ ઉદ્દેશ કોઇપણ પ્રકારે નિરર્થક થયો લેખાશે નહિ.

अस्तु ! [ तथास्तु ! ]

કર્તા.

# ચોથી આવૃત્તીની પ્રસ્તાવના.

મૂળ પ્રસ્તાવનામાં દર્શાવ્યા મુજબ સદહું ગ્રંથની યોગ્ય કદર થવાથી આ ચોથી આવૃત્તી બહાર પાડવા સુયોગ પ્રાપ્ત થયો છે. મૂળ ઈબારતમાં કશો ફેરફાર કર્યો નથી. કાગળની બેહદ મોંઘવારીને લીધે ઉત્તર વિભાગના મે૦ એજયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબે પોતાના અંગ્રેજી પત્ર નં. ૧૧૦૮૮ તા. ૨૧-૨-૧૮થી આ આવૃત્તીની કિંમત રૂ. ૦-૬-૦ ઉપરથી વધારી રૂ. ૦-૭-૬ રાખવા પરવાનગી આપી છે. તે બદલ તેઓ સાહેબનો ઉપકાર થયો છે. આશા છે કે આ આવૃત્તીની બુજ પણ અગાઉની પેઠેજ ચાલુ રહેશે. તા. ૧-૩-૧૮.

નાગરવાડો, નડીઆદ.

કર્તા.

# સુશીલ
યાને
# બાળ સદ્બોધ.

## પ્રકરણ ૧ લું.

### કોઇની અદેખાઇ કરવી નહિ.

સુંદરપુર કરીને એક નગર હતું. એ નગરની ભાગોળમાં ભાતભાતની વનસ્પતિથી ખીલી રહેલો સુંદર કુદરતી બગીચો હતો. આ બગીચાના મધ્ય ભાગમાં અલકગંગા નામે નદી આવેલી હતી. તેમાં ગંગાજળ સરખું નિર્મળ પાણી બારે માસ વહ્યા કરતું હતું. આ નદીના કિનારા ઉપર થોડે દૂર ઉંચા ટેકરા ઉપર એક નિશાળનું મકાન હતું. નિશાળના આંગણામાં એક સુંદર મનોહર બગીચો હતો, અને તેમાં આંબાનાં વૃક્ષો ઝુકી રહ્યાં હતાં. ઉનાળામાં એક દહાડો સાંજે નિશાળ છૂટયા પછી બે છોકરા આ આંગણામાં આવેલા એક આંબાના ઝાડ નીચે બેઠા હતા. તેમનાં મુખ નદી તરફ હતાં. આ વખતે શીતળ સુગંધીદાર પવનની મંદમંદ લહેર આવતી હતી. વનની અંદર તરેહ તરેહનાં પક્ષીઓ કિલકિલાટ કરી રહ્યાં હતાં. આવા આનંદદાયક સ્થળે આ છોકરા વાતોમાં ગુંથાયા હતા. તેઓ બંને એકજ વર્ગમાં અભ્યાસ કરતા હતા. તેમની વાતચીત કેવા પ્રકારની હતી તે આપણે તપાસીએ.

છગન—અલ્યા મગન, આજે આપણા મહેતાજી સાહેબ પેલા દેવપ્રસાદનાં કેટલાં બધાં વખાણ કરતા હતા ? શું એના જેવો હોશિયાર છોકરો આખી નિશાળમાં નથી ? એની કોપીબુક હાથમાં લઇ તેમણે આખા વર્ગને દેખાડી, અને એના જેવા મરોડવાળા સફાઇબંધ અક્ષરો લખવા સર્વને સૂચવ્યું એ તને યાદ છે વારૂ ?

મગન—હા ભાઈ હા, મને સઘળું યાદ છે. આપણા શિક્ષકને ખબર કયાં છે, કે દેવપ્રસાદમાં કાંઇ માલ નથી. દરરોજ સવારથી સાંજ લગી માથાકૂટ કરી દુઃખે પાપે આવા અક્ષરો લખતાં શીખ્યો, એમાં તે

એણે શી બહાદુરી કરી ? છગન તને ખબર છે, કે આજથી દોઢેક વર્ષ ઉપર એના અક્ષર એવા નઠારા હતા કે કંઇ કહેવાની વાત નહિ. પ્રથમ એણે કોપીબૂકના જેવી કાગળની નોટ બાંધી, અને પછી તેમાં કોપીબૂકનાં વાક્યો બહુ ચીપીચીપીને લખતો. એકએક શબ્દ ને વાક્ય સેંકડોવાર એવી રીતે કાગળ ઉપર લખ્યાં ત્યારે હવે આટલી લાંબી મુદતે ભાઇસાહેબ કોપીબૂકમાં મરોડદાર સહૃાઇબંધ અક્ષરો લખતાં શીખ્યા, એમાં તે એણે શું પરાક્રમ કર્યું કે મહેતાજી સાહેબે બધા છોકરા દેખતાં એનાં આટલાં બધાં વખાણ કર્યાં !

છગન—ભાઇ, મગન તું કહે છે તે અક્ષરે અક્ષર ખરૂં છે. જો એથી અડધી માથાફોડ અક્ષર પાછળ આપણે કરીએ, તો એના કરતાં પણ સરસ અક્ષર જોતજોતામાં લખી શકીએ. ખરૂં પૂછો તો એનામાં કાંઇ માલ નથી. બીજા વિષયોમાં પણ તે બહુ હોશિયાર નથી. એના કરતાં વધારે હોશિયાર છોકરા આપણા વર્ગમાં પડયા છે. એતો બહુ વૈતરૂં કરી ફાવી જાય છે.

આ વખતે આપણી વાર્તાનો નાયક સુશીલ નામે એક ઉપલા ધોરણનો છોકરો એક નજીકના આશોપાલવના ઝાડ નીચે બેઠો હતો. એ નાતે બ્રાહ્મણ હતો. સુશીલમાં તેના નામ પ્રમાણે ઉત્તમ ગુણો હતા. એના પિતા એને નાનો મૂકી ગુજરી ગયા હતા. એની માતાનું નામ સદ્ગુણી બાઇ હતું. તે ગરીબ હોવાથી મહેનત મજુરી કરી પોતાનું તથા બાળકનું ગુજરાન ચલાવતી અને બાળકને ઉછેરતી. સદ્ગુણીબાઇનાં પિએરીઆં બહુ ઉંચા ગુણવાળાં હતાં. તેથી તેનામાં કુદરતી રીતેજ ઉંચા ગુણો ઉતર્યા હતા. વળી તે મહેનતુ અને ભણેલી હતી. તેણે ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં. સદ્ગુણીબાઇના સઘળા ઉંચા ગુણો કુદરતે આ બાળકને વારસામાં આપ્યા હતા; એટલુંજ નહિ પણ સદ્ગુણીબાઇ પોતાના બાળકના ઉંચા ગુણોનું પોષણ કરવામાં જરા પણ દુર્લક્ષ રાખતી નહિ.

સુશીલે પેલા બંને બાળકોની વાત ધ્યાનપૂર્વક સાંભળી. તેણે વિચાર્યું કે આ બંને બાળકોને ખોડી હરિફાઇ અથવા બીજાની ઇર્ષા કરવાની ટેવ પડી ગઇ છે. તેમને સારે રસ્તે દોરવવાની ફરજ સમજી તે તેમની પાસે જઇ ઠાવકા મોંથી કહેવા લાગ્યો કે મેં તમારી બધી વાતો સાંભળી છે. એ સંબંધી મારે તમને કાંઇ શિખામણ આપવાની છે, માટે હુ ત્યાંથી ઉઠીને અહીં આવ્યો છું. છગન અને મગને તે સાંભળવાની ઇચ્છા દર્શાવવાથી તેમને તેણે સ્નેહ અને નમ્રતા સાથે નીચે પ્રમાણે બોધ કરવા માંડયો.

બંધુઓ, દેવપ્રસાદને માટે તમે જે વિચાર બાંધો છો, તેમાં મોટી ભૂલ થાય છે. દેવપ્રસાદ બહુ ભલો છોકરો છે. આજે તમારા મહેતાજી સાહેબ એનાં વખાણ કરતા હતા, એ જાણી મને આનંદ થાય છે. મને યાદ છે કે આપણા મોટા મહેતાજી સાહેબ પણ એનાં ઘણીવાર વખાણ કરે છે. જ્યારે જ્યારે તેઓ એ વર્ગ તપાસે છે, ત્યારે ત્યારે બીજા વર્ગોના છોકરા આગળ એનાં વખાણ કરે છે. તે ઉપરથી ખાત્રી થાય છે કે એ ખરેખર વખાણને પાત્ર છે. એના અક્ષર સારા આવતા ન હતા, તેથી અક્ષર સારા થતાં લગી એણે અખંડ ઉદ્યોગ કર્યો; એથી એનો આગ્રહી સ્વભાવ જણાઇ આવે છે. કોઇ પણ વિષયમાં સ્વાભાવિક શક્તિ ઓછી હોય તો ખૂબ મહેનત કરી તે શીખી લેવો, એ કોઇ પણ પ્રકારે નિંદાને પાત્ર નથી. આપણા મોટા મહેતાજી સાહેબ વારંવાર કહે છે કે એક માણસ ગમે તેવો હોશિયાર હોય, પણ જો તે આળસુ અગર નિરુત્સાહી હોય, તો તેના કરતાં ઓછી બુદ્ધિવાળો પણ ઉદ્યોગી અને ઉત્સાહી માણસ હંમેશાં આગળ વધે છે અને સારી નામના મેળવે છે, તથા જે ધંધો કરે તેમાં ફાવે છે. વળી તમારે એક બીજી વાત યાદ રાખવાની છે કે પારકાના સારા ગુણો જોઈ તેનું અનુકરણ કરવું તથા તેનાં વખાણ કરવાં જોઇએ. ઉદાર દીલના માણસો હંમેશાં પારકાના સારા ગુણો જોઈ રાજી થાય છે, અને તેની સ્તુતિ કરે છે. એથી ઉલટું નીચ વૃત્તિનાં માણસો પારકાના સારા ગુણો જોઇ તેની અદેખાઇ કરે છે, તથા તેનાં વખાણ કરવાને બદલે છિદ્રો શોધી કાઢે છે.

યાદ રાખજો કે પારકી અદેખાઈ કરનારને પોતાનેજ હંમેશાં નુકસાન થાય છે. થોડા દિવસ ઉપર હું એક સંન્યાસીનું ભાષણ સાંભળવા ગયો હતો. તેમણે એક દૃષ્ટાંત આપ્યું હતું, તે તમને બહુ ઉપયોગી હોવાથી કહી સંભળાવું છું.

નંદપુરી કરીને એક નગર હતું. તેમાં પ્રતાપસીંગ અને ભૂપતસીંગ નામના બે ગરાશીઆ હતા. તે બંને કાકાના દીકરા હોવાથી વારસામાં તેમને લગભગ સરખી મિલ્કત મળી હતી, અને ઘર પણ પાસે પાસે હતાં. આ કુટુંબની આબરૂ ઇજ્જત સારી હતી, તથા બાપદાદાના વખતથી નાતની પટેલાઈ પણ તેમને વારસામાં મળી હતી. પટેલાઇ કરવા તરફ પ્રતાપસીંગનું લક્ષ બીલકુલ નહતું. સવારે ઉઠે ત્યારથી તે સાંજ સુધી તે તથા તેના ઘરનાં માણસ ઉત્સાહથી પોતાના ખેતીના ધંધા પાછળ લાગતાં. ભૂપતસીંગનો સ્વભાવ આથી કેવળ ઉલટો હતો. વારસામાં મળેલી મિલ્કતની

જરાએ દરકાર ન કરતાં નાતની પટેલાઇ કરવામાંજ તે પોતાનો વખત ગાળતો. કેટલાક નીચ માણુસો આવીને રોજ તેને ઘેર ભરાતા. અને તેઓ નાતજાતના માણુસોની અદેખાઈ તથા નિંદા કરવામાં પોતાનો વખત ગાળતા. દેખાદેખીથી તેનાં ઘરનાં માણુસો પણુ એવીજ રીતે પોતાનો વખત ગાળવા લાગ્યાં. આથી તેની સ્થિતિ દિવસે દિવસે બગડવા લાગી. આથી ઉલટું પ્રતાપસીંગની સ્થિતિ દિવસે દિવસે સુધરતી ગઇ. જેમ જેમ પૈસા એકઠા થતા ગયા તેમ તેમ તે ખેતરો ખરીદ કરવા લાગ્યો. અદેખો ભૂપતસીંગ આ સહન કરી શક્યો નહિ. ધંધા તરફની બેદરકારીને લીધે તેની પાસે બીલકુલ પૈસા ન હતા. છતાં પોતાના કરતાં પ્રતાપસીંગ પાસે વધારે મિલ્કત છે એમ લોકો જાણે તે તેનાથી સહન થઇ શક્યું નહિ, તેથી દેવું કરીને પણુ પોતે કેટલાક ખેતર ખરીદ્યાં. પ્રતાપસીંગે પોતાના માબાપ પાછળ પોતાની સ્થિતિને અનુસરી વિવેકસર ખર્ચ કરેલું, તેથી ભૂપતસીંગના મનમાં એમ થતું કે જ્યારે પ્રસંગ આવે કે બહુજ ઉંચા પ્રકારનું જ્ઞાતિભોજન આપી નાત જાતમાં વાહવા બોલાવી પ્રતાપસીંગને હલકો પાડું. આવા વિચારો કરે છે એવામાં એની મા મરી ગઇ, તેથી શેઠને ત્યાંથી નાણાં ઉપાડી બહોળે હાથે પૈસા ઉડાવ્યા, એટલુંજ નહિ પણુ ભૂપતસીંગ અને એના અદેખા સોબતીઓએ આ જ્ઞાતિભોજનનો પ્રતાપસીંગે આપેલા જ્ઞાતિભોજન સાથે મુકાબલો કરી તેને હલકો પાડવામાં મણા રાખી નહિ. પરંતુ પ્રતાપસીંગ આવી અદેખાઇની જરાએ દરકાર કરતો નહિ. એક વખત પ્રતાપસીંગે પોતાના ઘરને ધોળાવ્યું રંગાવ્યું તથા કેટલુંક સમારકામ કરાવ્યું, તેથી જે જુએ તે ઘરને વખાણુતું. ભૂપતસીંગને આથી એટલી બધી અદેખાઇ આવી કે તેણે કરજે નાણાં કાઢી પોતાના ઘરને અગાશી તથા છજાં કરાવ્યાં, અને સરસામાનથી શણુગાર્યું. વળી પોતાના દીકરાને પરણાવ્યો ત્યારે તો આખી નાતમાં કોઇએ નહિ ચઢાવેલો એવો વરઘોડો ચઢાવ્યો. જ્યાં સુધી કોઈ પણુ નાણાં ધીરનાર મળ્યો ત્યાં સુધી તેણે પ્રતાપસીંગને તથા નાત જાતના આગળ પડતા માણુસોને હલકા પાડવામાં બાકી રાખી નહિ. કોઇ કોઈ વખત તો એમ બનતું કે કેટલાક માણુસો તો કોઇની પણુ સાથે સરસાઇ કરવાના હેતુ સિવાય અમુક કાર્યો કરતા; પરંતુ અદેખો ભૂપતસીંગ નજીવી બાબતોમાં પણુ એમ માની લેતો કે પોતાના ઉપર સરસાઇ મેળવવાના હેતુથી તેમણે તે કામો કર્યાં છે. કોઇ પણુ માણુસનાં વખાણુ તે સહન કરી શકતો નહિ, એટલુંજ નહિ પણુ જેનાં વખાણુ થાય તેને કોઈ પણુ પ્રકારે હલકો પાડવાને તે ચૂકતો નહિ. આ સઘળાનું પરિણામ એ

થયું કે તે પોતે જેમ સામા માણુસોની અદેખાઇ કરતો તેમ સામા માણુસો પણુ તેની અદેખાઈ કરવા લાગ્યા. નાતજાતમાં તે ઘણુા જણુની આંખે ચઢયો હતો. એક દિવસ જમણુવાર વખતે નાતમાં મારામારી થઇ, તેમાં તેને નાતનો પટેલ જાણીને સામાવાળાએ કોર્ટમાં ઘસડયો. હવે વકીલ રોકવા જેટલી પણ તેની શક્તિ રહી નહતી. ઘણાખરા માણસો ચેતી ગયા હતા કે તેની તમામ મિલ્કત વેચતાં છતાં પણ તેનું કરજ અદા થઇ શકે એમ નથી, તેથી તેને કોઇ ધીરનાર મળ્યું નહિ. છેવટે પ્રતાપસીંગને દયા આવવાથી તેણે નાણાં ખરચી તેનો બચાવ કર્યો, અને તે નિર્દોષ થઇ છૂટયો. હવે ભૂપતસીંગની પુરેપુરી પડતી આવી ચુકી હતી. એક પછી એક લહેણુદારે તેની સામે દાવા કર્યા, અને કેટલાકે તો લહેણું વસુલ કરવા તેને કેદમાં બેસાડયો તથા તેની બધી મિલ્કત હરાજ કરાવી. જે પ્રતાપસીંગની અદેખાઇ કરવામાં રાત દિવસ તત્પર રહેતો, અને જે નાતજાતમાં પણ કોઇ પોતાના કરતાં વધારે નામના મેળવી જાય, તે સહન કરી શકતો નહિ, તેનું કુટુંબ આજે અનાજ વિના ટળવળવા લાગ્યું, તથા પોતે પણ હેરાન હેરાન થઇ ગુજરી ગયો.

ભાઇઓ ! પારકી અદેખાઇ કરવાનાં ફળ આવાં છે. પારકાના સારા ગુણો જોઇ તે ગ્રહણ કરવાને બદલે ઉલટી તેની અદેખાઇ કરે તેનાં આવાંજ પરિણામ આવે એ ખાત્રી રાખજો. આ બોધની તે બંને છોકરાઓ ઉપર ઘણીજ સારી અસર થઇ. તેમણે સુશીલને કહ્યું કે હવેથી અમે તમારી શિખામણ ખાસ ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તીશું.

## પ્રકરણ ૨ જું.

### પરોપકાર કરવો; પરનિંદાથી દૂર રહેવું.

સુશીલ આ છોકરાઓને આવો ઉત્તમ બોધ કર્યા પછી પોતાના ઘર તરફ જતો હતો, એવામાં તેણે એક લીમડાના ઝાડ તળે ઓટલા ઉપર એક છોકરાને પડેલો દીઠો. તે લુલો હતો, અને ભીખ માગી પોતાનું પેટ ભરતો હતો. તેને આ વખતે તાવ આવ્યો હતો, તેથી અરરર અરરર એવી બૂમો પાડતો હતો. સુશીલનું ધ્યાન તરત તે છોકરા તરફ ખેંચાયું. તે તેની પાસે ગયો, અને પૂછયું કે ભાઇ તું કોણ છે અને આમ બૂમો કેમ પાડે છે ? પેલા માંદા છોકરાએ જવાબ આપ્યો કે હું કોળી છું, અને મારું નામ ભીખો છે. મારાં માબાપ ગરીબ હતાં. તેઓ મને નાનો મૂકીને ગુજરી

ગયાં છે. એક દિવસ દૈવ કોપથી એક ગાડી નીચે આવી જવાથી મારે પગે ખોડ આવી છે, અને તેથી હું ધીમે ધીમે જ્યાં ત્યાં ફરીને દુઃખે પાપે દિવસ ગુજારૂં છું. એટલામાં વળી મારા કમનશીબે મને તાવ લાગુ પડી ગયો છે. મને અઠવાડીઆથી દરરોજ સાંજના પહોરે તાવ આવે છે, અને રાતના નવ વાગે ઉતરે છે. આથી હું એટલો બધો અશક્ત થઇ ગયો છું કે છેલ્લા બે દિવસથી તો બીલકુલ ઉઠી શકતો નથી, અને ખાવાનું પણ મળ્યું નથી. અત્યારે મને પ્રથમ કરતાં તાવ નરમ પડતો જાય છે, પણ હજી પુરો ઉતર્યો નથી. મારી અશક્તિનો પાર નથી. મારો બેલી ઇશ્વર છે. ઉંચે આકાશ અને નીચે ધરતી સિવાય મારે બીજો આધાર નથી. સુશીલ તે સુશીલજ હતો. ભિખારીનાં આવાં કરૂણાજનક વચનોથી તેનું હૃદય દયાથી પીગળી ગયું. તેણે આ નિરાધાર છોકરાને મદદ કરવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો. ઘેર મા વાટ જોતી હશે. અંધારૂં થયું છે, તેથી ઘેર મોડો જઇશ તો તે અતિશય ફીકર કરશે અને કદાચ મને શોધવા પણ નીકળશે. એક તરફથી તેને એવા વિચાર આવતા, ત્યારે બીજી તરફથી આ નિરાધાર છોકરાને મદદ કરવા તેનું મન ઉશ્કેરાતું હતું. આખરે તેણે આ નિરાધાર છોકરાને દવા તથા ખાવાનું લાવી આપ્યા પછી ઘેર જવાનો નિશ્ચય કર્યો. સુશીલને ઘેર તેના મામા પરોણા તરીકે આવ્યા હતા. તેમણે પાછા જતી વખતે તેને ખાવાનું લેવાને ચાર આના આપ્યા હતા. પોતે વિચાર કર્યો કે હું આ પૈસાનું ખાવાનું લાવીને નહિ ખાઉં તો શું થઇ જશે ? એ પૈસાનો ખરેખરો સારો ઉપયોગ તો આ કામમાંજ થશે. એમ વિચારી તે તરત ક્વિનાઇનનાં પડીકાં લેવા પોસ્ટ ઑફિસ તરફ દોડયો; પણ મોડું થવાથી તે બંધ થઇ ગઇ હતી. આમ છતાં તે નિરાશ થયો નહિ. આસપાસના માણસોને પૂછવા લાગ્યો કે હવે શું કરવું ? પોસ્ટ ઑફિસના ઓટલા ઉપર એક માણસ બેઠો હતો તેણે જણાવ્યું કે જોડેની શેરીમાં ચીમનલાલ કરીને શેઠ રહે છે, તેઓ આજે આઠ આનાનાં ક્વિનાઇનનાં પડીકાં લઇ ગયા છે, તેમને મળો તો કદાચ તે આપશે. સુશીલ ઉતાવળો ઉતાવળો ત્યાં જવા ચાલ્યો. રસ્તામાં અંધારૂં હોવાથી એક ખાડામાં પગ પડવાથી તે નીચે ગબડી પડયો અને સહેજ વાગ્યું; પણ તેની દરકાર નહિ કરતાં પાછો ઉઠી શેઠને ઘેર ઝડપથી ગયો. શેઠે પ્રથમ તો પડીકાં વેચવાની ના કહી; પણ જ્યારે સુશીલે તેમને પેલા ગરીબ છોકરાની હકીકત કહી, ત્યારે શેઠ ખુશી થયા, અને તેના માગ્યા પ્રમાણે આઠ પડીકાં આપ્યાં. સુશીલે તેમને પૈસા આપવા માંડયા પણ તે તેમણે લીધા નહિ. તેણે પૈસા આપવા ઘણો આગ્રહ

કર્યો, ત્યારે શેઠે કહ્યું કે તું ધર્માદામાં વાપરવા આ દવા લઇ જાય છે, તેથી હું પૈસા લેવાનો નથી. શેઠે તેનાં વખાણ કર્યાં, પણ તેણે વખાણની દરકાર કરી નહિ; કેમકે પોતે વખાણની ખાતર આ પરોપકારનું કામ કરતો નહોતો. મનુષ્યજાત તરીકે આપણી ફરજ છે કે આપણે કોઇપણ મનુષ્યનું કે અન્ય પ્રાણીનું આપણી શક્તિના પ્રમાણમાં ભલું કરવું. આ નિયમ એની માએ એના મગજમાં ઠસાવ્યો હતો. તેની છાપ એના અંતઃકરણ ઉપર પુરેપુરી પડી ગઇ હતી, તેથીજ તેણે આ મહેનત લીધી હતી કિવનાઇન લીધા પછી સુશીલ ત્યાંથી ચાલ્યો, અને રસ્તામાંથી સેવમમરા લીધા. પછી જ્યારે તે પેલા માંદા છોકરા પાસે ગયો, ત્યારે તેનો તાવ ઉતર્યો હતો; તેથી એક પડીકી તેને પાઇ, અને ફરી એક બીજી પડીકી વહાણામાં ઉઠીને પીવા માટે તેને કહ્યું. વળી તેણે તેને સેવમમરા પણ આપ્યા. તેની પાસે પાણી નહતું, તેથી તેનું માટીનું ઠોચકું લઇ થોડે છેટે એક મંદિર હતું, ત્યાંથી બાવાજીના કાલાવાલા કરી તેમાં પાણી લાવ્યો, તથા ઉપર ઢાંકવાને એક કોડીઉં પણ માગી લાવ્યો. આ પ્રમાણે માંદા છોકરાની સારવાર કરી સુશીલે ઘર તરફ જતી વેળા પેલા માંદા છોકરાને જણાવ્યું કે મારાથી બનશે તો તારી કાલે સંભાળ લઇશ. પછી રસ્તે ચાલતાં સુશીલને વિચાર આવ્યો કે મારી મા મને ખોળવા ગઇ હશે, અને તેની દીલગીરીનો પાર હશે નહિ, તેથી જેમ બને તેમ જલદી માને મળવું જોઇએ. એમ ધારી તે ઉતાવળો ઉતાવળો ઘેર ગયો, તો ખરેજ તે તેને શોધવા બહાર નીકળી પડી હતી. પડોશીને પૂછી પોતાની મા જે રસ્તે ગઇ હતી, તે રસ્તે પોતે ગયો. તજવીજ કરતાં મા દીકરાનો મેળાપ થયો. માતા પ્રથમ તો જરા ગુસ્સે થઇ, પણ જ્યારે પોતાના પુત્રની હકીકત સાંભળી ત્યારે તે બહુ આનંદ પામી ને તેને છાતી સરસો ચાંપી બચીઓ કરવા લાગી. પોતાના પુત્રની આટલી નાની ઉમરમાં આવી સદ્‌ભાવના જોઇ તેના આનંદનો પાર રહ્યો નહિ. બીજે દિવસે નિશાળે જવા સારૂ દરરોજના કરતાં તે વહેલો તૈયાર થયો, અને પોતાની માતાને જણાવ્યું કે પેલા અનાથ છોકરાની સંભાળ લઇ ત્યાંથી બહારો બહાર હું નિશાળે જવાનો છું; પણ મા, તે બિચારા અનાથ છોકરાને તાવ આવે છે, છતાં જમીન ઉપર પડી રહે છે, માટે એક ગોદડું ન આપો ?

મા—બેટા, હું તારી પરોપકાર વૃત્તિઓ જોઇ બહુ ખુશી થાઉં છું. ખુશીથી લઇ જા. તું જાણે છે કે મને ગોદડાં બનાવતાં આવડે છે, એટલે જો આપણને અડચણ પડશે, તો હું બીજું એક ઉતરેલાં લુગડાંમાંથી બનાવી લઇશ. એક ગોદડું સ્વચ્છ જોઇ લઇ જા. સુશીલે તે લીધું; ને જેવો

તે લઇને ચાલવા માંડે છે કે તરતજ તેને ઉભો રાખી તેણે કહ્યું કે ભાઇ, તને યોગ્ય લાગે તો તે છોકરાને આપણે ઘેર તેડી લાવજે.

સુશીલ કહે મા, હું એ સંબંધી તમને પૂછવાનોજ હતો; પણ મારી જીભ ઉપડતી નહોતી આપણી સ્થિતિ ગરીબ છે, ને વળી આપણું ઘર પણ નાનું સરખું છે માટે મેં એ વિચાર જણાવ્યો નહોતો. હવે તમે રજા આપો છો. તેથી જરૂર જણાશે, તો એ છોકરાને હું આપણે ઘેર તેડી લાવીશ; પણ હાલ તો એ ચાલી શકે એવી સ્થિતિમાં નથી.

સુશીલ પેલા ગરીબ છોકરા પાસે જઇ પહોંચ્યો. તેને ગોદડું પાથરી આપ્યું, તથા પ્રથમની માફક તેને પાણી અને ખાવાનું લાવી આપી ક્વિનાઇન પાઇ ઝટ નિશાળ તરફ ચાલ્યો. રસ્તામાં તેણે પોતાનાજ વર્ગના મોહન નામના છોકરાને તેના આંગણામાં રોતો દીઠો. એનો બાપ એને નિશાળે જવાને આગ્રહ કરતો હતો; પણ તે પોતાની વાચનની ચોપડી ફાટી ગઈ હતી, તે નવી લાવી આપતાં સુધી નિશાળે જવા ના પાડતો હતો. તેના બાપની સ્થિતિ ગરીબ હતી, તેથી તે સવડે નવી લાવી આપવા તેને સમજાવતો હતો પણ મોહન કોઈ પ્રકારે માનતો નહોતો. રસ્તે ચાલતાં આ બનાવ તરફ સુશીલનું ધ્યાન ખેંચાયું. નિશાળનો વખત ભરાઇ ગયો હતો, છતાં મોહનના પિતાની મુશ્કેલી ખસેડવાનું અને મોહનને સારે માર્ગે દોરવવાનું ટાણું ન ગુમાવવા તરફ પોતાનું મન લલચાયું. મોહન પાસે જઇ તેના હાથમાંથી ફાટેલી ચોપડી પોતે લઇ પોતાની સારી ચોપડી તેના હાથમાં મૂકી દીધી; અને મોહનના બાપને કહ્યું કે મને ચોપડી સાંધતાં આવડે છે. ચોપડીમાં બધાં પાનાં છે, પણ છુટાં પડી ગયાં છે. હું તે એકઠાં કરી સાંધીને તે વડે નિભાવી લઇશ. આ મારી ચોપડી હું તમારા મોહનને આપી દઉંછું. હવે હું તે પાછી લેવાનો નથી. મોહનનો પિતા આ છોકરાની વૃત્તિ જોઇ આશ્ચર્ય પામ્યો, અને તેણે સુશીલને કહ્યું કે તમારો મોટો ઉપકાર થયો છે, પણ હું મોહનને નવી ચોપડી થોડા દિવસમાં લાવી આપીશ ત્યારે તમારી ચોપડી પાછી લેજો. સુશીલે કહ્યું, ના ના, મોહન મારો ભાઇ છે. તમારે મનમાં ઓછું લાવવાનું કાંઇ કારણ નથી. હવે સુશીલ મોહનને સાથે તેડી નિશાળ તરફ ચાલ્યો. રસ્તામાં તેણે તેને શિખામણ આપી કે મોહન, તું તારા પિતાની સ્થિતિ સામું જોતો નથી. ગરીબ માણસ મોઢે માગી વસ્તુ તરતજ ક્યાંથી લાવે ? માબાપની સામે જક કરવી તથા રડી રડીને તેમને કાયર કરવાં, એ કોઇ રીતે સારૂં નથી. માબાપ બહુ દુઃખ વેઠી આપણને ઉછેરે છે, અને બહુ મહેનત કરી આપણું પોષણ કરે છે. માટે તેમને નારાજ કરવાથી ઇશ્વર આપણા ઉપર ગુસ્સે થાય છે. મારી સ્થિતિ

પણ સારી નથી. મારે બાપ નથી. મારી મા મહેનત મજુરી કરીને મારું ગુજરાન ચલાવે છે. હું મારી મા પાસે આવી રીતે જક કરીને કદી પૈસા માંગતો નથી; એટલુંજ નહિ પણ તેને કામકાજમાં ઉલટો મદદગાર થઇ પડું છું. ચોપડીઓ તથા લુગડાં જીવની પેઠે સાચવું છું. જો પરીક્ષા થયાને ચાર પાંચ મહીના થયા છતાં મેં તને આપી, તે ચોપડી હજી નવી જેવી છે. આ તારી ચોપડીનાં પાનાં છુટાં પડી ગયાં છે, તેને હું સાંધીશ અને પરીક્ષા લગી એના વડે નભાવી લઇશ. મારી આ શિખામણ ખાસ ધ્યાનમાં રાખી હવે પછી ચોપડી તથા લુગડાં સાચવજે. મોહને કહ્યું ભાઈ, હવે પછી આવું હું કદી કરીશ નહિ. મારી ચોપડી મને પાછી આપ, હુંજ તે સાંધીશ અને તે વડે નભાવી લઇશ.

સુશીલે કહ્યું હું તને હવે તે પાછી આપીશ નહિ. મેં તારા પિતાના દેખતાં મારી ચોપડી તને આપી દીધી છે, તે પાછી લેવાય નહિ. એ તો આપી તે આપી; પરંતુ મારી શિખામણની અસર તારા ઉપર ઘણી સારી થઇ હોય એમ મને તારા બોલ ઉપરથી લાગે છે, અને તેથી મારા મનમાં અતિશય સંતોષ થાય છે.

બીજે દિવસે શનિવાર હોવાથી નિશાળનો વખત સવારનો હતો. સવારના સાડાદશ વાગે તે નિશાળેથી છુટ્યો તેવોજ બહારોબહાર પેલા અનાથ છોકરા પાસે ગયો. તજવીજ કરતાં જણાયું કે પ્રથમ કરતાં તેને તાવ ઓછો આવતો હતો. પરંતુ હજી તાવ જડમૂળથી ગયો નહોતો, અને અશક્તિ ઘણી હતી. રસ્તે જતું આવતું કોઇ કંઈ આપી જાય તો તે ખાતો, નહિ તો ભૂખ્યો પડી રહેતો. આ વૃત્તાંત જાણી સુશીલની દયા તથા પરોપકારની લાગણી પ્રબળ થઇ આવી. તેણે પેલા અનાથ છોકરાને કહ્યું કે જો તું આવે તો હું તને મારે ઘેર લઇ જાઉં. મારી માએ પણ એ બાબતની રજા આપી છે. અમારાથી બનશે તેટલી તારી ચાકરી કરીશું. પેલા છોકરાએ તે વાત કબુલ કરી, તેથી સુશીલ તેનું પાણીનું વાસણ તથા ગોદડું જોડેના મંદિરમાં મૂકી આવ્યો. પછી તેણે તે છોકરાનો હાથ પકડ્યો ને બંને જણે ધીમે ધીમે ચાલવા માંડ્યું. જ્યારે જ્યારે પેલો અનાથ છોકરો થાકે ત્યારે ત્યારે થોડીવાર વિસામો લેતા. આમ કરતાં કરતાં પાંચ છ વિસામા કરી સુશીલ તેને પોતાને ઘેર લઇ ગયો. જેવો સુશીલ પેલા અનાથ છોકરાને લઇ પોતાના ફળીઆના ઝાંપામાં આવી પહોંચે છે, તેવામાં તેની એક પાડોશણ નામે કાળીકા સામે મળી તે પાણી ભરવા જતી હતી. આ બંને છોકરાઓને આવતા જોઇ તે જરા થોભી, અને અનાથ છોકરા વિષે પૂછપરછ કરી લીધા પછી ચાલી ગઇ. સુશીલ આ અનાથ છોકરાને લઇ

ઘેર આવ્યો, તે જોઇ એની માતા ખુશી ખુશી થઈ ગઇ. પોતાનું ઘર સાંકડું હોવાથી ઓસરીમાં ખાટલો પાથરી આપ્યો. માતાએ તેને ફરતો પડદો બાંધ્યો, અને સુશીલ પેલા બાવાજીના મંદિરમાંથી ગોદડું ને ઢોચકું ઉપાડી લાવ્યો. વળી તે દિવસે બાઇએ તેને રેચ આપ્યો, તથા ઉકાળા પાવા માંડયા, ને ખાવાને માટે કાંજી કે એવો બીજો હલકો પદાર્થ આપવા માંડયો. આથી દિવસે દિવસે તે છોકરો સારો થવા લાગ્યો. ચાર પાંચ દિવસમાં તો તેનો તાવ તદ્દન નાબુદ થયો ને ખોરાક ઉપર રૂચિ થવા લાગી. હવે સદ્‌ગુણીને બેને બદલે ત્રણ માણસનું ગુજરાન ચલાવવું પડતું, તેથી આ છોકરાની ચાકરી કરવા ઉપરાંત તેને વધારે મહેનત મજુરી કરવી પડતી; છતાં તે જરાએ કંટાળતી નહિ. કોઈ પણ પ્રકારના સ્વાર્થ વગર માત્ર પરમેશ્વર પ્રીત્યર્થેંજ તેણે આ કામ કર્યું હતું. આથી તેની મહેનત જલદી સફળ થઈ. ચાર પાંચ દિવસમાં તો ભીખાને બહુ આરામ થયો. તે જોઇ સુશીલ તથા તેની માતાના આનંદનો પાર રહ્યો નહિ. હવે ચાલો આપણે જરા પેલી કાળિકા તરફ દૃષ્ટિ કરીએ.

કાળીકાનો સ્વભાવ અદેખો, નિંદાખોર, લડાઇખોર અને ટીખળી હતો. પાણી ભરવા જતાં સુશીલ અને અનાથ છોકરા વિષે તેના મનમાં અનેક વિચારો આવ્યા. પરોપકાર શું તે તે કદી સમજતીજ નહિ. પરોપકારની ખાતર સુશીલ એવા અનાથને પોતાને ઘેર લાવે એ વાત એના મગજમાં ઉતરી નહિ. પાણીનું બેડું ઘેર ઉતારી તરતજ તે સદ્‌ગુણી પાસે આવી, અને અનેક પ્રશ્નો પૂછી ગઈ. હવે જ્યારે રાત પડી ત્યારે સૌ વાળુ કરીને પરવાર્યાં, અને મહોલ્લાનાં આઠ દશ બૈરાં ભેગાં મળી ચાંદની રાતમાં વાતોના તડાકા ઉડાવવા લાગ્યાં. તેમનામાંનાં કેટલાકનો સ્વભાવ તો કુદરતી રીતે સારો હતો. પરંતુ કાળિકા અને એવાં બીજાં નઠારાં બૈરાંના લાંબા સહવાસની અસર તેમનામાં પણ દાખલ થઇ ગઈ હતી. આપણા દેશના અજ્ઞાન બૈરાંની રીત પ્રમાણે તેમણે પોતાનો વિષય શરૂ કર્યો.

કાળિકા—અલી જમના, તું જાણે છે કે આજે તો આપણી શેરીમાં પરોપકારનો ઝુંડો ઉડવા લાગ્યો છે.

જમના—શું છે, જરા કહે તો ખરી.

કાળિકા—આજે હું પાણી ભરવા જતી હતી તે વખતે પેલો સુશીલ એક કાળા હબસી જેવા છોકરાનો હાથ પકડી પોતાને ઘેર લાવતો હતો. સુશીલને પૂછતાં તેણે કહ્યું કે આ છોકરો અનાથ અને લુલો છે, અને તેને તાવ આવે છે. તેથી દયાને લીધે મારી માતાની રજાથી હું એને મારે ઘેર લઇ જાઉં છું.

ત્રીજી સ્ત્રી—ઘરમાં તો હાંલ્લાં કુસ્તી કરે અને વળી રાંડને પરોપકાર સૂઝ્યો છે! છોકરાને પણ આમને આમ બગાડી મૂકશે, ને ભીખ માંગતો કરી નાખશે.

ચોથી સ્ત્રી—નારે ના, તમે ભૂલો છો. આજે સાંજના પહોરનો મેં પણ એને જોયો હતો. કાળો છે માટે કૃષ્ણજીનો અવતાર છે! એની ચાકરી કરવાથી તો બહુ પુણ્ય થાય એ નક્કી જાણજો. બેનો, સદ્‌ગુણીએ મોક્ષ મેળવવાનો આ ઉત્તમ રસ્તો શોધી કાઢયો છે!

પાંચમી—તમે ભલેને ગમે તેમ કહો. એમાં કંઇપણ સ્વાર્થ હશે. સુશીલ સાથે દોસ્તી કરાવી બિચારાને મહેનત મજુરીએ મોકલી પૈસા ઉચાપત કરવાનો આ પેંતરો રચ્યો હશે, એમ મને તો લાગે છે.

છઠ્ઠી સ્ત્રી—અરે એને એકજ છોકરો છે, પણ એક છોકરો તે છોકરામાં લેખું નહિ અને એક આંખ તે આંખમાં લેખું નહિ; માટે આ બીજો છોકરો કરી લાવી હશે. ભલા, ઘરમાં રિદ્ધિસિદ્ધિ ભરી છે, તે બંને મળી ભોગવશે!

સાતમી સ્ત્રી—અરે તમે સમજતા નથી. એતો હવણાં અધિક માસ ચાલે છે તેથી સદ્‌ગુણીએ સંન્યાસી જમાડવાનું વ્રત લીધું હશે! સુશીલના કહેવામાં ભૂલ થઇ હશે. ભિખારી નહિ હોય, પણ તપ કરી કાળો પડી ગએલો સંન્યાસી હશે!

કાળિકા—મુઓરે પીટયો એ સંન્યાસી ને કૃષ્ણજી! આજે પીટયાના શુકને પાણી ભરવા ગઇ, ત્યાં ઠેસ વાગી ને વળી કુવામાં પડતી પડતી બચી ગઇ. કોણ જાણે કયાંથી રાંડે આ બલા લાવીને મહોલ્લામાં નાખી છે! બાપા પેટી પેટારા સાચવજો, નહિતો કોઇનું ભોપાળું બોલાવી દેશે. એને તો જાણે ઠીક છે, નાગો નાહે પણ શું અને નિચોવે પણ શું!

આ વાર્તાનો પ્રસંગ ચાલે છે, તે વખતે એક દરજણ કામ પ્રસંગે આવી ચઢવાથી ત્યાં હાજર હતી, તેનું નામ દયાકોર હતું. તે મહોલ્લાને મોખરે રહેતી હતી. તેનો ધણી પવિત્ર, પ્રામાણિક અને દયાળુ હતો. તેને પેટે કાંઈ છૈયું છોકરૂં નહોતું, અને આવક સારી હતી. ધણીધણિઆણી બંને ઇશ્વરભજન ને પરોપકારમાં પોતાનો વખત ગાળતાં તથા સારા સારા સંત પુરૂષોને બોલાવી તેમનો બોધ તે વારંવાર સાંભળતાં, તેથી દરજીને ગામમાં સૌ ભગત કહી બોલાવતા. દયાકોરને પણ તેના સારા સંસ્કારો બેઠા હતા. સદ્‌ગુણીને તે સારી રીતે ઓળખતી હતી, અને તેના વિષે તેનો વિચાર બહુ ઉંચો હતો. આ વાર્તા સાંભળી તે બોલી ઉઠી. બેનો, તમારી

ભૂલ થાય છે. સદ્‌ગુણી તે ખરેખરી સદ્‌ગુણીજ છે. આપણે એની રીત-ભાત ઉપરથી ઘણું ઘણું શીખવાનું છે. એ ઘણી વખત આવાં સારાં કામ કરે છે. દયાને લીધેજ એણે આ કામ કર્યું હશે. બિચારો લુલો માબાપ વગરનો છે, અને વળી તાવથી પીડાય છે. તેના ઉપર દયા ખાવાને બદલે આ શો ધંધો લઇ બેઠા છો? કીડી ઉપર શું કટક ચઢાવવા માંડયું છે? આવા નિરાધારને મદદ કરવી એ આપણો બધાનો ધર્મ છે. મનુષ્યદેહ ધરી કોઇને પણ મદદ ન કરીએ, તો પછી આપણું જીવ્યું શા કામનું? આપણાં જેવાં આ જગતમાં કરોડો માણસ થઇ ગયાં અને થઇ જશે. કોઇ કાંઇ સાથે લઈ જતું નથી. માત્ર આવાં સારાં કામજ સાથે આવે છે. દયાકોરનું કહેવું હજી પુરૂં થયું નહોતું, તે પહેલાં તો બધાંએ મળી તે બિચારીને ઉધડી લીધી, અને કહ્યું કે તને બેનપણીનું બહુ લાગે છે; મોટો ઉપદેશ કરનારી આવી છે! જા જા એ તો તારૂં ભક્તાણીનું ભજનીઉં સાંભળ્યું! દયાકોરે ધાર્યું કે આ લોકોમાં પરસ્પરના નઠારા સંસ્કારો જડમૂળ ઘાલી બેઠા છે, માટે કાંઇ વળવાનું નથી, એમ ધારીને તે ઝટ ખસી ગઇ.

જ્યારે આ નિંદાની વાર્તા ચાલતી હતી ત્યારે ત્યાં બીજી એક ડોસી બેઠી હતી. તેનો સ્વભાવ વિચિત્ર હતો. તેના પેટમાં જરાએ વાત સમાતી નહિ. લોકોને સાચાં જુઠાં કરીને વધારી વધારીને લડાવી મારતી. હાથમાં માળા લઈ રોજ ફરવા નીકળે; ને પાંચ પચીશ ઘર ગણી આવે, ત્યારે એના જીવને નિરાંત વળે. ખુબી તો એ હતી કે રોજ તે દશવીશ ઘર ગણી આવે, તેમાં પાંચ સાત ઘેર તો લડાઇ થાયજ થાય મહોલ્લામાં જેટલા સમજુ આદમીઓ હતા, તેટલા ચેતી ગયા હતા; અને જ્યારે ઘરમાં લડાઇ થાય, ત્યારે ધારતા હતા, કે જરૂર પેલી દોઢડાહી ડોસીનાં પગલાં આજે આપણે ઘેર થયાં હશે. રાતની નિંદાની વાતોમાં આ ડોસીએ કાંઇ ઓછો ભાગ લીધો નહોતો, છતાં એને રાત્રે ઉંઘ ન આવી. મનમાં એમ થયા કરતું હતું કે ક્યારે વહાણું થાય, અને આ વાત પેલી સદ્‌ગુણીને કહી આવું. પારકી વાત પેટમાં સમાવવી એ નાનુંસુનું કામ નથી. બશેર અનાજ પેટમાં સમાવવું એ સહેલું કામ છે, પણ નાની સરખી વાત પેટમાં સમાવવી એ બહુ મુશ્કેલ છે. વહાણું વાયું કે તરતજ તે દાતણ અને પાણીનો લોટો લઇ સદ્‌ગુણીને આંગણે જઇ બેઠી, અને આડીઅવળી વાતો કરવા લાગી. તે આસપાસ જોયા કરતી હતી. આડોશીપાડોશીની નજર ચુકાવી સદ્‌ગુણીનો હાથ પકડી તેને તેના ઘરમાં લઇ ગઇ, અને પુષ્કળ મરચુંમીઠું ભભરાવી કહ્યું કે ગઈ રાતે પેલી કાળિકા અને બીજી પાડોશણોએ તારી બહુ નિંદા

કરી છે. આ બિચારા અનાથ છોકરાને કાળીઓ અને ચોર કહી કહીને બાંડયો છે. વળી એ બધીઓએ મળી તને માર મારવાનો અને ઘર બહાર કાઢવાનો ઠરાવ કર્યો છે. તારે ચેતવું હોય તો ચેતજે. આપણે તો બા કહેવાનાં સરીખ. મનમાં દાઝે માટે કહેવા આવી છું. પાડોશી બધાં તારી વિરૂદ્ધમાં છે, ને તારી બહુજ નબળી વાતો કરે છે. માત્ર હું એકલીજ તારા પક્ષમાં બોલતી હતી; પણ હવે હું ઘરડી થઇ, તેથી મારૂં એ કર્કશાઓ આગળ શું ચાલે ? પેલી દયાકોર જરાતરા તારા પક્ષમાં બોલવા ગઈ, એટલે તો તેને ઉઘડી લઇ નાખી, તો અમારા જેવા ઘરડાનો તો પછી આશરોજ શો ? સદ્‌ગુણી ડોસીનો સ્વભાવ સારી રીતે જાણતી હતી. વળી તેનો એવો નિશ્ચય હતો, કે જ્યાંસુધી કોઈ આવીને મોઢે કહે નહિ, ત્યાં સુધી તેના ઉપર ધ્યાન આપવુંજ નહિ. તેથી તેણે ડોસીને રોકડો જવાબ પરખાવી દીધો, કે માજી આપ ઘેર પધારો. જેણે કાંઇ કહેવું હશે અથવા મને મારવી હશે, અને ઘર બહાર કાઢવી હશે તે જાતે આવી મને કહેશે, એટલે યોગ્ય લાગશે તેમ હું કરીશ. એકની વાત સાંભળી બીજાને કહેવાની આ તમારી ટેવ સારી નથી. આથી ડોસી ઝંખવાણી પડીને છાનીમાની ત્યાંથી ચાલી ગઇ, અને જાણે કંઇજ સાંભળ્યું ન હોય એવી દૃઢતા ધારણ કરી સદ્‌ગુણીબાઇ પોતાને કામે વળગી. સદ્‌ગુણીની જગાએ બીજી કોઇ નબળા મનની સ્ત્રી હોત તો જરૂર તે લડી પડત, અથવા તે લોકની આ કુથલી અગર નિંદાથી ડરી જઇ પેલા અનાથને રજા આપત, પરન્તુ સદ્‌ગુણી તો ખરેખરી સદ્‌ગુણી હતી. પરોપકારી કાર્યો કરતાં સેંકડો વિઘ્નો આવે તોપણ તે ડરે એવી નહોતી. તેના નાનપણના ઉચ્ચ સંસ્કારો અને ઉચ્ચ કુટુંબની છાયા, કેળવણી અને નીતિના પુસ્તકોના સતત અભ્યાસને લીધે પરિપક્વ ને દૃઢ થયાં હતાં. તેથી આવા ઉચ્ચ કર્તવ્યમાં હંમેશાં અડગ રહેતી.

---

## પ્રકરણ ૩ જું.

---

### અંત.

પેલા અનાથ છોકરાને આરામ થયો કે તરતજ તેણે રજા માગી કે હવે હું જઇશ. સદ્‌ગુણીએ કહ્યું કે ભાઇ, હવે તું શું કરીશ ?

અનાથ—માજી, હું લુલો છું, એટલે મારાથી કાંઈ ધંધો થઇ શકે એમ નથી, તેથી મારી રીત પ્રમાણે જ્યાં ત્યાં ભીખ માગી પેટ ભરીશ.

તમે મારાં માબાપની ગરજ સારી છે. તમે આટલી મદદ ન કરી હોત તો હું મરી જાત. પરમેશ્વર તમારૂં ભલું કરશે. આટલું બોલતાં તો તે સરળ હૃદયના બાળકની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

સદ્‌ગુણી બહુ દયાળુ હતી. તેના મનમાં એમ થયું કે એ અનાથ છોકરાને હંમેશને માટે પાળું, પણ બિચારી શું કરે? પોતાનું ગુજરાન ચલાવવાના સાંસા તો બીજાને માટે તે વધારે શું કરી શકે? પરન્તુ એટલામાં તેને એક વિચાર સૂઝી આવ્યો, તેથી તેણે પેલા અનાથને પૂછ્યું. ભાઇ, તું દરજીનો ધંધો કરી શકશે ખરો?

અનાથ—માજી, મને કંઇજ આવડતું નથી, પણ કોઇ શીખવે તો ખુશીથી કરૂં. ભીખ માગી પેટ ભરવું તે કોને સારૂં લાગે!

સદ્‌ગુણી—ભાઇ, તું જરા થોભ, હું હવણાં આવીને પછી તને રજા આપીશ.

આટલું બોલી, તે તરતજ દયાકોર પાસે ગઇ, અને ભીખાને તેમને ઘેર રાખી ધંધો શીખવવા વિનંતિ કરી. દયાકોર તે ખરેખર દયાનોજ અવતાર હતી. કોઇને દુઃખી જોઇ તે પોતે દુઃખી થતી, અને કોઇને રડતું જુએ તો તરત તેની આંખમાં આંસુ આવતાં. તેના આવા ભલા સ્વભાવથી કોઇ કોઇવાર તે પરોપકાર કરવામાં ઠગાતી, પરંતુ સદ્‌ગુણીના બોલવા ઉપર તેને સંપૂર્ણ ભરોસો હતો. અને વળી આ અનાથ છોકરાની હકીકત તો પોતે પ્રથમથીજ થોડીઘણી જાણતી હતી. તેથી તેણે પોતાના સ્વામીની સલાહ લઇ તે અનાથ છોકરાને પોતાને ઘેર મોકલવા કહ્યું. સદ્‌ગુણી આનંદ પામતી પામતી પોતાને ઘેર આવી અને ભીખાને જણાવ્યું કે તારે દયાકોર-બેનને ત્યાં જવાનું છે. તે જાતે દરજી છે. ધણીધણિઆણી બંને બહુ ભલાં છે. તેઓ તને રાખશે, ખવરાવશે અને ધંધો શીખવશે. ધંધામાં ધીમે ધીમે માહીતગાર થઇશ. તોપણ ફીકર નથી. તે તને હાડછેડ કરે એવાં નથી. તેઓ ઘણા અનાથ લોકોને સ્વાર્થ વગર મદદ કરે છે. પેલા અનાથે આ કબુલ કર્યું. તેથી સદ્‌ગુણી તેને દરજીને ત્યાં મૂકી આવી.

આ બનાવ બન્યા પછી એક રવિવારે સુશીલ પેલા લુલા છોકરા પાસે ગયો અને તેની ખબર અંતર પૂછી; તથા તેને ધંધામાં કંઇ આવડયું કે કેમ તેની તજવીજ કરી.

અનાથ—ભાઇ, તમને શું કહું ! મને તો હજી સોય પકડતાં પણ આવડતી નથી. ક્વચિત્ તો તે આંગળામાં પણ ભોંકાઇ જાય છે. દયાકોરબેન બહુ મહેનત કરે છે, પણ મારૂં નસીબ વાંકું છે. ગામમાં રખડવાની ટેવ પડી ગએલી છે, તેથી એક ઠેકાણે બેસી રહેતાં અકળામણ આવે છે. જન્મ ધરીને કાંઇ પણ ધંધો કરેલો નહિ, તેથી હાથમાં સોયદોરો લઉં છું. કે કમકમાટ છૂટે છે.

સુશીલ—ગભરાઇશ નહિ, ધીમે ધીમે બધું આવડશે બેસી રહેવાથી અકળામણ થાય છે, તે પણ મટી જશે. ઉતાવળો ન થા ભાઇ, તને બેઠે બેઠે ખવરાવવું પડે છે, તેથી દયાકોરબેન કંઇ કહેતાં તો નથીને ?

અનાથ—અરે. રામ રામ રામ ! ! એ શું બોલો છો ? એતો સાક્ષાત્ દેવીનો અવતાર છે. બિચારાં પેટના દીકરા કરતાં પણ મારા ઉપર બહુ વહાલ રાખે છે. કદી ઉંચે સાદે બોલતાં નથી, કે ઉંચું મન દેખાડતાં નથી. પૂછવા જાઉં ત્યારે પણ મીઠે મોઢે શીખવે છે.

આટલી વાત થયા પછી સુશીલ ચૂપ રહ્યો, અને દયાકોરની રજા લઇ ભીખાને સાથે તેડી ફરવા નીકળ્યો. રસ્તે ચાલતાં એક પાઘડી બાંધનારની દુકાન આવી, ત્યાં પોતે ભીખા સાથે બેઠો.

આ છોકરાને ઓટલા ઉપર બેઠેલો જોઇ પઘડબંધે પૂછ્યું, ભાઇ, તમે કોણ છો? અહીં કેમ બેઠા છો? સુશીલે પેલા અનાથ છોકરાની હકીકત તેને ટુંકમાં જણાવી દીધી. વળી તે સાથે એમ પણ જણાવ્યું કે આ અનાથ છોકરાને રખડવાની ટેવ તેથી એક ઠેકાણે બેસી ધંધો શીખતાં અકળામણ આવે છે; તથા ધંધો હાથપર જરા પણ ચઢતો નથી, તેથી કંટાળે છે, માટે એને તેડી ફરવા નીકળ્યો છું.

પઘડબંધનો સ્વભાવ બહુજ આનંદી ને વાતોડો હતો. તે સવારથી એક ચિત્તે કામ પર બેઠો હતો, તેથી આરામ લેવા સારૂ કામ ઉપરથી ઉઠી ગાદી તકીઆ ઉપર લાંબો થઇને પડયો. પછી તેણે બંને છોકરાને પોતાની પાસે બોલાવ્યા, અને પેલા અનાથ છોકરાને ઉત્તેજન આપવા સારૂ પોતાનો હેવાલ વિગતવાર કહેવા માંડયો.

પઘડબંધ—ભાઇઓ હું જાતનો હજામ છું. નાનપણમાં મને બળીઆ નીકળી આવ્યા હતા. મારાં માબાપ જુનાં વિચારનાં હોવાથી મને શીતળા કઢાવેલા નહોતા, તેથી તે એટલા બધા જોરમાં નીકળ્યા કે મારી જીંદગીની

સૌએ આશા છોડી હતી. કેટલાક દિવસ અને રાત સુધી તો હું બેશુદ્ધ અવસ્થામાં પથારીવશજ રહ્યો. આખરે બચ્યો તો ખરો, પણ આ મહાભારત આફતમાં મારા બંને પગ ઘુટણમાંથી વળી જઇ લુલા થઈ ગયા છે. માત્ર બે હાથ અને ઘુટણના ટેકાથી હું ચાલી શકુંછું. મારાં માબાપની સ્થિતિ બહુ નરમ હતી. મોટો થયો ત્યારે હું કેટલીક મુદત સુધી તો રખડતો ફરતો હતો. પરિણામે ગુજરાનના બહુ વાંધા પડવા માંડયા. બીજો ધંધો મારાથી થઇ શકે એમ નહોતું, તેથી પાઘડી બાંધતાં આવડે તો રળી ખાઉં એવી ઇચ્છા વારંવાર થતી. આ શહેરની અંદર તે વખતે લલ્લુ કરીને એક પઘડબંધ રહેતો હતો, તેની દુકાને જઇ હું બેસી રહેતો. લલ્લુ જાને વૃદ્ધ હતો. શહેરમાં એકનો એક પઘડબંધ તેથી કામ તો એટલું બધું આવતું હતું કે તેનાથી પહોંચી શકાતું નહિ. લલ્લુ પાસે દયામણું મોઢું કરી હું બેસી રહેતો. કોઇ કોઇ વખતે એમને કંઇ કામ પડે અથવા દુકાનેથી કંઇ સંદેશો ઘેર કહાવવો હોય તો હું પરાણે ઉપર પડીને તે સર્વ કામ કરતો. વળી જરા એમની નજર મારા ઉપર ઠરી એટલે હું એમને ઘેર જવા લાગ્યો. સવારમાં ઉઠી તેમને ઘેર તરતજ જતો, અને તેમનું શાક લઈ આવતો, તથા મારાથી બની શકે એવું તેમનું કામકાજ કરતો. આથી તેમની મારા ઉપર બહુ મહેરબાની થઇ ગઇ. તેમણે મને પોતાનો ધંધો શીખવવો શરૂ કર્યો. ભાઈ, મારી મુસ્કેલીની શી વાત કહું ? પ્રથમ તો હુ કેટલાક દિવસ સુધી લલ્લુ પાઘડી બાંધે તે તરફ ધ્યાનપૂર્વક જોયા કરતો. આ પછી લલ્લુએ મને જુનીપુની એક પાઘડી આણી આપી. હું તે જેવી તેવી વીંટાળવા લાગ્યો. ઘણી મુંઝવણ આવે પણ શું કરૂં ? મારાથી બીજો ધંધો બની શકે તેમ નહોતું: અને ઘરમાં તો ઉંદર ભૂખે મરતા હતા. એક દિવસ હું પાઘડી જેવી તેવી વીંટતો હતો, એટલામાં એક ભાટ તે તરફથી નીકળ્યો. તેણે મારા સામું જોયું, અને મેં ફાડી જીભ બહાર કાઢી, હાથનો લહેકો કરી માથું નમાવી કહ્યું. લલ્લુ, આ પૂતળું કયાંથી લાવ્યા છો ? જેવું એનું રૂપ છે, તેવીજ એણે પાઘડી બાંધવા માંડી છે. વાહ મઝાની પાઘડી વાહ! અરે હું ભૂલ્યો ! આતો પાઘડી નથી બાંધતો પણ કોઇ રાજા રજવાડાનો મુગટ બાંધે છે. હજી તે વધારે બોલવા જતો હતો પણ લલ્લુએ તેને ધમકાવીને કાઢી મૂક્યો. તેના ગયા પછી હું લલ્લુ સામું જોઇ રડી પડી બોલ્યો. કે હું બહુ દહાડાથી મથુંછું; પણ કામ મારા હાથપર ચઢતું નથી, અને વળી અકળામણ આવે છે. કોઇ કોઇ દિવસ તો મનમાં એમ થાય છે કે મને

આ ધંધો આવડવાનોજ નથી. લલ્લુએ મને બહુ ધીરજ આપી; અને કહ્યું કે જરાએ ફીકર કરવી નહિ, તને જરૂર આવડશે. એ નાદાન ભાટનું બોલવું શા માટે લક્ષમાં લે છે? સારી બાબતમાં લોકો ગમે તેમ કહે તોપણ દરકાર કરવી નહિ. અત્યારે તું તારૂં કામ બંધ કર. ગામની ભાગોળે ખેલ કરનારા આવ્યા છે, તેઓ અંગકસરતના ખેલ નવાઇ જેવા કરે છે, તથા ઘોડા, હાથી, વાંદરાં અને વાઘ વગેરે પાસે અજબ જેવા ખેલો કરાવે છે. ચાલો, આપણે બંને તે જોવા સારૂ જઇએ. ફીના પૈસા હું આપીશ. અમે બંને ત્યાં ગયા. તે મને ખેલ બતાવતા ગયા; અને શિખામણ આપતા ગયા કે ભાઈ, તું કંટાળે છે, પણ જો માણસ મહાવરાથી કેવાં કેવાં આશ્ચર્યકારક કામો કરી શકે છે! આ હીંચકો આકાશ સાથે વાતો કરે છે. જો. તેના ઉપર પેલો બાર ચૌદ વરસનો છોકરો કેવા અજાયબી ભરેલા ખેલો કરે છે! જો ત્યાંથી પડે તો એનાં સોએ વરસ પુરાં થઇ જાય, પણ એ જરાએ બીતો નથી. મહાવરાથી માણસ શું કરી શકતો નથી? જો આ છોકરાના પેટ ઉપર નાગરવેલનું પાન મૂકી પેલા ખેલાડીએ તેને તરવાર વડે કાપી નાખ્યું: અને પેટને જરાએ ઇજા આવવા દીધી નહિ. વળી જો તો ખરો, આ નાની સરખી છોકરી એક દોરડા ઉપર કેવા જાત જાતના ખેલો કરે છે! અરે હવે તો એણે દોરડા ઉપર બાઇસીકલ ચલાવવા માંડી! રંગ છે તારી ચાલાકીને! જોયું ભાઇ, માણસ મહાવરાથી કેવાં કેવાં કામ કરી શકે છે! આ ઘોડાઓ દીવાનાં કુંડાળાંમાં થઈ દોડે છે, પાછલા બે પગ ઉપર ઉભા થાય છે, અને માણસની માફક ચાલે છે. વળી પેલા ખેલાડી તો વાઘની સાથે કુસ્તી કરે છે. ખંત રાખી પોતાનું કામ કંટાળ્યા વગર કર્યાંજ કરે તો માણસ જાત શું ન કરી શકે તેનો વિચાર કર. ગમે તેટલી મુશ્કેલી પડે; તોપણ અમુક કામ કરવુંજ એમ મન સાથે નિશ્ચય કરી ખંતથી તેની પાછળ મચીએ, અને એકવાર ન આવડે તો બીજીવાર, બીજીવાર ન આવડે તો ત્રીજીવાર, એમ વારંવાર કર્યા કરીએ, તો નક્કી તે કામ આવડેજ આવડે.

આ ખેલ જોયા પછી મારા ઉત્સાહનો તો પાર રહ્યો નહિ. પંદર દિવસ સુધી લાગલગાટ મેં પેલી જુની પાઘડી બાંધવા ને ભાંગવા કરી. વળી જ્યાં જરૂર લાગે ત્યાં હું લલ્લુની સલાહ લેતો. કોઇ કોઇ વખત તો લલ્લુ મારા તરફ જોઇ રહેતા, અને જ્યાં જ્યાં ભૂલ કરૂં ત્યાં ત્યાં સૂચના કરતા. હું એ સૂચનાઓ ખંતથી ધ્યાનમાં રાખતો. આથી મને જેમ જેમ આશા ઉત્પન્ન થતી ગઇ કે મને પાઘડી બાંધતાં આવડશેજ, તેમ તેમ મારો

ઉત્સાહ વધતો ગયો અને છેવટે હું આ ધંધામાં સફળ થયો. હવે હું જુદી જુદી જાતની પાઘડીઓ બાંધી શકું છું, અને મારું ગુજરાન સુખેથી ચલાવું છું. વળી તેણે પેલા અનાથ છોકરાને કહ્યું કે ભાઇ, તું કંટાળીશ નહિ. જગતમાં એવું એકે કામ નથી કે જે કાળા*માથાના માણસને ન આવડે. માત્ર ધીરજને ઉત્સાહથી તેની પાછળ લાગવું જોઇએ. ન આવડે કે ફરી ફરીને કરવું. તને એક ઠેકાણે બેસીને કામ કરવાની ટેવ નથી, તેથી તું કંટાળે છે; પણ ધીમે ધીમે બેસવાની ટેવ પાડજે. જેવી ટેવ પાડીએ તેવી પડે છે. સારી કે ખોટી જે ટેવ પડી તે પછી ટાળવી બહુ કઠણ પડે છે, એ ધ્યાનમાં રાખજે. ઉત્સાહથી કામે લાગીશ ને ફરીફરીને કર્યાજ કરીશ, તો તને તારો ધંધો જરૂર આવડશે. હવે ઘણો વખત થઇ ગયો છે, માટે તમે બંને ઘેર જાઓ.

પેલા છોકરાઓ તે પઘડબંધનો ઉપકાર માની ઘેર ગયા. આવા ઉ-તેજનથી પેલા અનાથ છોકરાના મનમાં જાણે કંઇ નવુંજ તેજ સ્ફુરવા લાગ્યું. ધંધો જરૂર આવડશે, એવી આત્મશ્રદ્ધા તેનામાં દાખલ થઇ. બીજે દિવસથી તેણે પોતાનું કામ ખંતથી શરૂ કર્યું, તેથી તેને શીવતાં આવડયું એટલુંજ નહિ પણ તે વેતરતાંએ શીખ્યો. એક વખતે કોઇ પરદેશી પાસે રજાઇ, સુજની, અને રૂનો ડગલો જોઇ તે સર્વ ક્યાં મળશે તેની તેણે તજવીજ કરી. પછી ભગતને સમજાવી નમુનાની ખાતર તે સર્વ મંગાવ્યાં અને તે વસ્તુઓના ઉપર જે જે કારીગરી કરી હતી તે સર્વ ધ્યાનમાં રાખી, પોતે પણ તેવી બનાવવા લાગ્યો. શહેરના લોકોને તે માલ એટલો બધો પસંદ પડયો કે તેનો ઉઠાવ જોતજોતામાં પુષ્કળ થવા લાગ્યો. પરદેશથી પણ તેની ઉપરાઉપરી માગણીઓ આવવા લાગી, ને દિવસે દિવસે તેની ખપત વધતી ગઇ; આટલું છતાં પણ તેણે માલ એક સરખીજ રીતે કાઢવા માંડયો, અને ભાવમાં વધારો કર્યો નહિ. આ સઘળા બનાવોથી ભગત તથા દયાકોરની પ્રીતિ તેના ઉપર બહુ વધતી ગઇ અને તેઓ તેના તરફ પુત્ર જેટલું વહાલ દેખાડવા લાગ્યાં. બહાર ગયો હોય અને જરા મોડો આવે તો દયાકોર અતિશય ટળવળાટ કરી મૂકતી. કામ જરાતરા આવડયું કે ત્યાર-થીજ ભગતે તેને પગાર બાંધી આપ્યો હતો, અને જેમ જેમ તે સારું કામ કરતો ગયો, અને આવક સારી થતી ગઇ તેમ તેમ તેના પગારમાં ભગતે વધારો કરી આપ્યો. છેવટે ભગતે તેને પોતાની જોડેનું ઘર વેચાણ અપાવ્યું, ને તેની જાતની કન્યા લાવી તેની સાથે પરણાવ્યો. ભગતના મરણ

પછી આ છોકરાની દયાકોર તરફની લાગણી જરાએ ઓછી થઈ ન હોતી, એટલુંજ નહિ પણ તે તેને પોતાની સાચી જનેતા માની તે પ્રમાણે આજ્ઞા ઉઠાવતો.

---

## પ્રકરણ ૪ થું.

---

### અપકારને બદલે ઉપકાર.

ચાલો, હવે આપણે પાછા બીજીવાર સુશીલ તરફ ફરીએ. એક વખત એવું બન્યું કે સુશીલના વર્ગમાં મહેતાજી કંઈ પાઠ શીખવતા હતા. સુશીલની એક તરફ મગન અને બીજી તરફ લલ્લુ નામના છોકરા બેઠા હતા. આ લલ્લુનો સ્વભાવ બહુ નઠારો ને તોફાની હતો, અને આખા વર્ગના છોકરા તેનાથી બીતા હતા. તેના તોફાની સ્વભાવને લીધે નિશાળના તમામ છોકરા તેને મસ્તાન કહી બોલાવતા. પોતાનાથી બધા છોકરા ડરે છે, એમ જાણી તે ફુલાતો, ને જ્યારે તેને મસ્તાન કહી બોલાવવામાં આવે ત્યારે આનંદ પામતો. મસ્તાન ભણવામાં પણ બહુ બેદરકાર હતો. કોઈ દિવસ ચોપડી વગર તો કોઇ દિવસ સ્લેટ વગર નિશાળે આવે; ને પેન લાવવાનું તો તે ઘણું કરીને દરરોજ ભૂલી જતો. એક દિવસ એવું બન્યું કે શિક્ષકે હિસાબ લખાવવા શરૂ કર્યાં ત્યારે મસ્તાન પાસે પેન નહોતી. તેણે મગન પાસે માગી. મગને કહ્યું કે લાચાર છું, મારી પાસે વધારાની પેન નથી. મસ્તાને કહ્યું કે તારી પેનમાંથી થોડી ભાગીને મને આપ. મગને ચોકખી ના કહી ને જણાવ્યું કે છેક નાની પેન વડે લખવાથી મારા અક્ષર બગડે. આ વાત મનમાં રાખી ચાલતા પાઠે મસ્તાને સુશીલની પછાડ હાથ લંબાવી મગનને એવી ચુંટી ભરી કે તે બૂમ પાડી ઉઠયો. આ સાંભળી મહેતાજીએ પાઠ બંધ કરી તજવીજ કરવા માંડી. આ વખતે આ બંને છોકરાની વચ્ચે સુશીલ બેઠેલો હતો, તેથી તેને ઉભો કરી શિક્ષકે પૂછવા માંડયું. સુશીલે વિચાર્યું કે ભોગ મળ્યા, વિના કારણે ઉપાધિ ઉત્પન્ન થઇ. મસ્તાન મનમાં દ્વેષ રાખી પજવવામાં બાકી રાખશે નહિ. ખેર, થવાનું હશે તે થશે, પણ જૂઠું તો બોલાશેજ નહિ. જૂઠું બોલવું એ મહા પાપ છે. હું અત્યાર સુધીમાં કોઇ દિવસ જૂઠું બોલ્યો નથી; જૂઠું બોલવાથી મહેતાજીનો તેમજ પરમેશ્વરનો

ચોર ઠરૂં. વળી નિશાળમાં પણ મારી આબરૂ જાય, ને મહેતાજી સાહેબનો ભરોસો મારા ઉપરથી ઉઠી જાય. થવાનું હશે તે થશે. હું તો મારે ખરેખરૂં કહીશ. આમ વિચાર કરી તેણે ખરેખરી હકીકત કહી દીધી. આ ઉપરથી મહેતાજી મસ્તાન ઉપર ગુસ્સે થયા, અને તેને સ્લેટ દફતર સાથે નિશાળના ઓટલા ઉપર નિશાળનો વખત પુરો થતાં સુધી બેસાડી મૂક્યો. આથી મસ્તાન સુશીલના ઉપર એટલો બધો ચિડાયો કે તેને મારવાનો લાગ શોધ્યા કરતો. થોડા દિવસ પછી એક વખત સુશીલ નદી કિનારે સાંજના પહોરનો ફરવા ગયો હતો, ત્યાં લાગ સાધી મસ્તાન તેની ઉપર તૂટી પડ્યો તેને નીચે પાડી નાખી ગડદા ને લાતો મારી, તેથી બિચારા સુશીલની નસકોરી ફુટી ને ધડધડ લોહી વહેવા લાગ્યું. રસ્તે જનાર લોકોએ મળી તેને છોડાવ્યો. બિચારા સુશીલે નદીના જળમાં લોહીવાળું નાક, મોં ને કપડાં સાફ કર્યાં, ને પછી ઘેર ગયો. બીજે દિવસે જ્યારે સુશીલ નિશાળે ગયો ત્યારે તેના મનમાં તરેહ તરેહના વિચાર થવા લાગ્યા. ઘડીમાં તેનું મન ઉશ્કેરાય કે મહેતાજી સાહેબની આગળ ફરિયાદ કરવી. વળી ક્ષણમાં એમ વિચાર આવે કે ના ના એમ તો ન કરવું. મહેતાજી સાહેબ એના ઉપર બહુ ગુસ્સે રહે છે, તેથી એને નિશાળમાંથી કાઢી મૂકશે, ને પરિણામે એનો મનખો રદ થઇ જશે. ગમે તેમ થાય, તો પણ મારે એને ક્ષમા કરવી. મારી મા તથા મહેતાજી સાહેબ વારંવાર કહે છે કે ઉદાર દીલનો માણસ હોય તેજ ક્ષમા કરી શકે છે. વળી મેં એક ઠેકાણે વાંચ્યું છે કે કૌરવોએ જુગટું રમાડી પાંડવોને વનમાં કાઢયા, અને વનમાં પણ તેમને સુખે નહિ રહેવા દેવાની ખાતર તેઓ તેમની પાછળ પડયા. રસ્તામાં ચિત્રગુપ્ત ગંધર્વ સાથે કૌરવોને લડાઇ થઇ, તેમાં કૌરવો હાર્યા. ચિત્રગુપ્ત કૌરવોને કેદ કરીને લઇ ચાલ્યો. આ વાત પાંડવોના મોટા ભાઈ ધર્મરાજાના જાણવામાં આવતાં તેમને ચિત્રગુપ્ત પાસેથી છોડાવ્યા. આહા! આ કેટલી બધી ક્ષમા! મસ્તાને મારૂં શું બગાડયું છે? એણે તો મને માર મારેલો તેથી મારે તો થોડીવાર સહન કરવું પડયું હતું, પણ જો મહેતાજી સાહેબ એને નિશાળમાંથી કાઢી મૂકશે તો એને જીંદગી સુધી સહન કરવું પડશે. ખેર, એના નઠારા કામને માટે એ ઇશ્વરને ત્યાં જવાબદાર છે. મારે તો એને માફ જ કરવું. વેર લેવું એ સહેલું છે પણ ક્ષમા કરવી એ બહુ વિકટ છે. મારી મા મારી ક્ષમા કરવાની ટેવ વિષે જાણશે તો તે પણ બહુ આનંદ પામશે. છેવટે એણે મહે-

તાજીને ફરિયાદ કરી નહિ. એટલુંજ નહિ પણ કોઇપણ પ્રકારે મસ્તાનને ઉપકારથી વશ કરવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો.

આ બનાવ બન્યા પછી કેટલેક દિવસે સુશીલના વર્ગના કેટલાક છોકરા નદી કિનારે ફરવા ગયા. તેમાં સુશીલ તથા મસ્તાન પણ હતા. ઉનાળો હોવાથી આખો દિવસ પુષ્કળ તાપ પડયો હતો; તેથી કેટલાકને નાહવાનું મન થયું. દેખાદેખીથી સર્વે નાહવા પડયા. કેટલાક નદીમાં ડુબકીઓ ખાતા હતા અને કેટલાક શરીર ચોળવામાં રોકાયા હતા. નદીમાં પાણી બહુ નહોતું; પરંતુ એક ભાગમાં મોટો ધરો હતો, તેની કોઇને ખબર નહોતી. દૈવયોગે એવું બન્યું કે મસ્તાન તે તરફ જઈ ચઢયો. તેને તરતાં આવડતું નહોતું, અને પાણી તો લગભગ બે માથોડાંપુર હતું. તેથી તે ડુબ્યો. એક વાર તો પાણી નીચે જઇ ઉપર આવ્યો અને ગળકાં ખાવા લાગ્યો; એટલામાં એક છોકરાની નજર તે તરફ ગઇ. તે બુમ પાડી ઉઠયો કે મસ્તાન ડુબ્યો, મસ્તાન ડુબ્યો, પણ કોનું ગજું કે તેની મદદે જાય. કેટલાક મદદ માટે બૂમ પાડવા લાગ્યા, અને કેટલાક બીકણ છોકરા તો લુગડાં પહેરી નાસવા લાગ્યા. સુશીલે આ બૂમ સાંભળી કે તરતજ તેનામાં કંઇ નવુંજ ચેતન આવ્યું. તેને તરતાં સારી રીતે આવતું હતું. તે જાણતો હતો કે ડૂબનાર માણસને કાઢવો એ પુરા જોખમનું કામ છે. ડૂબનાર માણસ જો ગભરાટમાં બચાવનારને વળગી પડે તો બંનેના જીવ જાય, છતાં પણ અપકારને બદલે ઉપકાર કરવાની તેની વૃત્તિઓએ તેને એટલો બધો ઉશ્કેર્યો કે જીવની પણ દરકાર ન રાખતાં વીજળીના વેગે એકદમ તે ખાડા તરફ ધસ્યો, અને મસ્તાનની ચોટલી પકડી બહાર ખેંચ્યો. કિનારે લાવી તેણે તેના મોંમાં પીછું ઘાલી ઉલટી ઉપર ઉલટી કરાવી પાણી બહાર કઢાવ્યું, ત્યારે કેટલીક વારે તે પુરેપુરી શુદ્ધિમાં આવ્યો. ત્યાર પછી તેણે તેને ઘેર પહોંચાડયો. મસ્તાનને જ્યારે માલમ પડયું કે જે છોકરાને તેણે વિના અપરાધે માર્યો હતો, તે છોકરાએ તેને મદદ કરી નહોત તો જરૂર તેનો જીવ જાત; ત્યારે પોતે કરેલી ભૂલ માટે તેને બહુ પસ્તાવો થયો. હવેથી તે સુશીલના દાસ જેવો થઇ ગયો, અને સુશીલની સલાહ પ્રમાણે ચાલવા લાગ્યો. આ બધાનું પરિણામ એ આવ્યું કે મસ્તાનના સ્વભાવમાં અવનવો સુધારો થયો. તેના અભ્યાસમાં સુશીલની સોબતને લીધે સુધારો થયો, અને વર્ગના બીજા છોકરા પણ તેને ચહાવા લાગ્યા. મસ્તાનનો સારો અભ્યાસ અને સારી રીતભાત જોઇ મહેતાજીને બહુ નવાઇ લાગી. કેટલાક દિવસથી

તો તે ઉપર નંબર રાખતો થયો હતો, તે જોઈ મહેતાજીએ તેનું કારણ પૂછ્યું. આનો જવાબ આપતાં મસ્તાનનો ઉભરો હાથ રહ્યો નહિ. તે ગળગળો થઇ ગયો, અને વર્ગના સૌ છોકરા સાંભળે એવી રીતે પોતાનો અપરાધ કહી સંભળાવ્યો. એ અપરાધના બદલામાં સુશીલે તેને કેવી રીતે જીવતદાન આપ્યું તે કહેવાને પણ ચૂક્યો નહિ. મહેતાજી આ સર્વ હકીકત સાંભળી બહુ આનંદ પામ્યા તથા તેમણે નિશાળના સર્વ છોકરાને એકઠા કરી સુશીલનાં બહુ વખાણ કર્યાં ને શાબાશી આપી, તથા બધા છોકરાને સુશીલના જેવી ઉત્તમ રીતભાત ગ્રહણ કરવાનો તથા નઠારા સ્વભાવથી કેવાં નુકસાન થાય છે એ સંબંધી બોધ કર્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

### નઠારા સ્વભાવથી થતાં નુકસાન.

મહેતાજી—સાંભળ લલ્લુ, તારા અભ્યાસમાં સુધારો થયો છે. એટલુંજ નહિ પણ હવે કેટલીક મુદતથી તારી વિરુદ્ધ એકે ફરિયાદ આવતી નથી એ જાણી મને બહુ આનંદ થાય છે. ધીમે ધીમે મહાવરાથી હજી પણ તારા સ્વભાવમાં વધારે સુધારો થશે. ખાતરી રાખજે કે આ જગતમાં હંમેશાં સારા સ્વભાવવાળો માણસ ઓછી આવડતવાળો હોય તોપણ તે સુખેથી રળી ખાય છે. એથી ઉલટું નઠારા સ્વભાવવાળો માણસ સારી આવડતવાળો હોય તોપણ તે જ્યાં જાય ત્યાં દુઃખી થાય છે. અને વખતે ગુજરાન ચલાવવાના પણ તેને વાંધા પડે છે. સાંભળ, આ સંબંધી તને હું એક વાત કહું.

મગન કરીને એક છોકરો હતો. એ ભણવામાં બહુ ચાલાક હતો, પણ એનો સ્વભાવ એવો નઠારો હતો કે વર્ગના કોઇપણ છોકરા જોડે એને બનતું નહિ ઘેર પણ આડોશી પાડોશીનાં છોકરાં સાથે લડી વારંવાર કજીઓ ઘેર લાવતો. એનાં માબાપ તથા મહેતાજી સર્વ એનાથી કંટાળી ગયાં હતાં. નિશાળમાં એવો એક પણ દિવસ ભાગ્યેજ જતો કે મગનની વિરુદ્ધ ફરિયાદ આવી ન હોય. કોઇ કોઇ વખત તો એને નિશાળમાંથી કાઢી મૂકવા મહેતાજીની ઇચ્છા થતી, પણ એની સારી આવડત જોઇને તથા એનો જનમો રદ થઈ જશે એમ જાણીને તે એને વારંવાર શિખામણ આપી ક્ષમા કરતા.

આમ કરતાં કરતાં તેણે અંગ્રેજી સાતમા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો. મેટ્રિકની પરીક્ષા આવી, ત્યારે સૌને ખાતરી હતી કે મગન તો જરૂર પાસજ થશે. પરંતુ જ્યાં જાય ત્યાં તેનો નઠારો સ્વભાવ તો આગળનો આગળજ. સવારના વખતમાં પહેલો સવાલપત્ર પુરો કરી બધા ઉમેદવારો બહાર નીકળી આરામની રજા ભોગવવા લાગ્યા, એટલામાં એક ઉમેદવારે આવી પૂછ્યું કે અમુક સવાલનો જવાબ શું લખ્યો ? આ બાબતમાં પેલા ઉમેદવાર સાથે મતભેદ પડતાં મગને તરત લડવાની શરૂઆત કરી. હવે રજાનો વખત પુરો થવાથી પરીક્ષા માટે તૈયાર કરેલા મંડપમાં ફરી જવાનો વખત થયો, પણ હજી મગને પેલા ઉમેદવારનો કેડો મૂક્યો નહિ. બંને મંડપની છેક નજીકમાં આવી પહોંચ્યા. એટલામાં મગનનો મિજાજ હાથથી ગયો. પેલા ઉમેદવારને નીચે નાખી તેની ગળચી પકડી એવી દાબી કે તેના મોંમાંથી ફીણ બહાર નીકળી પડયું. આસપાસના બીજા ઉમેદવારોએ શોરબકોર કરી મૂક્યો. પરીક્ષાના કામ ઉપર દેખરેખ રાખનાર મુખ્ય અમલદારની નજર આ બનાવ તરફ ગઈ. તે ત્યાં તરત દોડી ગયા; અને પેલા ઉમેદવારને છોડાવ્યો. આસપાસની હકીકતની તજવીજ કરતાં પેલા અમલદારની ખાતરી થઇ કે વિના પ્રયોજને મગને ભયંકર અપરાધ કર્યો છે; તેથી તેને બાકીની પરીક્ષામાં બેસવા દીધો નહિ. મગન આથી એટલો ચિડાયો કે તેણે ફરી એ પરીક્ષામાં બેસવાની તૈયારી કરી નહિ. એ અરસામાં વળી એનાં માબાપ ગુજરી ગયાં. તેથી પોતે રાજનગર ગયો, અને એક વહોરા ગૃહસ્થની મોટી પેઢીમાં નોકર રહ્યો. ત્યાં છ મહીના થયા નહિ એટલામાં તો પોતાના નઠારા સ્વભાવને લીધે એ પેઢીના તમામ નોકરોની આંખે ચઢયો. જોતજોતામાં જેની તેની સાથે લડી પડે. આ ઉપરથી એક દિવસ પેઢીના તમામ નોકરો એટલા બધા ગુસ્સે થયા કે તેઓ એક સંપ કરી શેઠની પાસે ગયા, અને વિનંતી કરી કે આ નવો રાખેલો મહેતો અમારી સાથે એવા ઉદ્ધતાઇથી વર્તે છે કે અમે સર્વ કંટાળી ગયા છીએ. જો એને રાખવો હોય તો અમે સર્વે આજથી અમારી નોકરીનું રાજીનામું આપીએ છીએ. શેઠનો વિચાર મગનની આવડત અને ચાલાકી માટે બહુ ઉત્તમ હતો; પરંતુ તમામ નોકરોને નારાજ કરે એવા નઠારા સ્વભાવનો માણસ કંઈ કામનો નહિ, એમ ધારી તેને નોકરીમાંથી રજા આપી. ત્યાર પછી મગન એક અંગ્રેજ પેઢીમાં નોકર રહ્યો. ત્યાં ત્રણેક માસ નોકરી કરી એટલામાં તે એક દિવસ ઓફિસમાં મોડો ગયો. પેઢીના મુખ્ય અમલદારે તેને એ

આપન સહજ ટકોર કરી, એટલામાં તો તે એમના સામે ચીઢવાઇ ગયો, ને સામા જવાબ દેવા લાગ્યો. આથી તેને નોકરીમાંથી રજા મળી. ધંધા વગર કેટલાક દિવસ તે રખડયો. શું કરવું તે તેને સૂઝે નહિ. આ વાત તેની માના મામા દયાશંકરના જાણવામાં આવી. દયાશંકર એક સારા વૈદ તરીકે પ્રખ્યાત હતા, અને કેટલાક વિદ્યાર્થીઓ વૈદક શીખવાને તેમને ઘેર આવતા. દયાની લાગણીથી તેમણે મગનને બોલાવી કહ્યું કે તું મારે ત્યાં જમજે ને વૈદકનો અભ્યાસ કરજે. મગને તે કબુલ કર્યું અને ત્યાં રહ્યો. દયાશંકર તેમની બૈરી ને છોકરાં સૌ મગન સાથે બહુ માયાળુપણે વર્તતાં, છતાં ભાઇને જરા જરા વારમાં વાંકું પડી જતું. કોઇ વખત મામી સાથે તો કોઈ વખત ઘરનાં છોકરાં સાથે તે લડી પડતો. પોતાની સાથે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ઉપર તો તે જોત જોતામાં તૂટી પડતો. વૈદરાજ આ બધું જાણતા હતા, પણ માબાપ વગરનો તથા સગો જાણીને તેને ક્ષમા કરતા. મગનની અભ્યાસ કરવાની શક્તિ સંબંધી તેમનો ઉત્તમ મત હતો. બે વરસમાં તો તેણે લગભગ પાંચ વરસના વિદ્યાર્થીઓ જેટલો અભ્યાસ કર્યો. વૈદરાજ ધારતા હતા કે મગન બીજા એક બે વરસ અભ્યાસ કરશે, તો સારા વૈદ તરીકે બહાર પડશે, ને તેની આખી જીંદગી સુખી રહેશે, તેથી પોતાને જશ તથા આશીર્વાદ મળશે. વૈદરાજ તેને વારંવાર ક્ષમા કરતા, તેમાં તેની અભ્યાસ કરવાની ચાલાકી એ પણ મુખ્ય કારણોમાંનું એક હતું. વૈદરાજ બહુ કુટુંબ પ્રેમી હતા. પોતાની મરનાર ભાણેજ એટલે મગનની મા ઉપર તેમને બહુ વહાલ હતું. તે પોતાના પુત્રમાં તથા મગનમાં કંઇ ભેદ રાખતા નહિ. પ્રયત્ન કરી પોતે મગનને પરણાવ્યો. પણ દુષ્ટ અને તુંડ મિજાજી મગન કોઇને જશ આપે એવો નહોતો. એક દિવસ મામીએ કાંઇ શિખામણ આપી એટલે અભ્યાસ અભ્યાસને ઠેકાણે રહ્યો ને પોતે પોતાને ગામ ચાલ્યો ગયો, ને ત્યાં તેણે વૈદકની દુકાન સ્થાપી. થોડા દિવસ તો ઠીક ચાલ્યું, પણ પછી દરદીઓ સાથે લડવા માંડયું. લોકો તેના નઠારા સ્વભાવથી માહીતગાર થઇ ગયા. તેથી કોઇ પણ એની દુકાને ફરકવા લાગ્યું નહિ. મગનની બૈરી ઉંમર લાયક થઇ ત્યારે એને ઘેર આવી, પણ દુષ્ટ સ્વભાવવાળો મગન સવારથી સાંજ લગી તેના ઉપર ટીક ટીક કર્યા કરે, જોતજોતામાં છેડાઇ પડે ને મારવા દોડે. છેવટે તે બિચારી કંટાળીને પોતાને પિએર ચાલી ગઇ, ને પોતાનું જીવન ત્યાંજ પુરૂં કર્યું. હવે મગનને તો ગુજરાનના પણ વાંધા પડયા લાગ્યા. માબાપ

તરફથી થોડું ઘણું વારસામાં મળ્યું હતું તે પણ બેઠે બેઠે ખાવામાં પુરૂં કર્યું. આખરે ઘરનો વારો આવ્યો, તે વેચી ભાડાના ઘરમાં રહેવા ગયો. અને ત્યાં પણ આડોશી પાડોશી સાથે સહજ સહજમાં લડવા લાગ્યો આથી એની બહુ દુર્દશા થઈ. જ્યાં જાય ત્યાંથી ઘર બદલી બીજે રહેવા જવું પડતું. છેવટે તે માંદો પડ્યો ને હેરાન હેરાન થઇ મરણ પામ્યો. લલ્લુ, તને સમજ પડી હશે કે નઠારા સ્વભાવવાળો માણસ આવી રીતે સર્વત્ર દુઃખી થાય છે. સ્વભાવ સારો હોય તો ઓછી આવડત છતાં માણસને પોતાનું ગુજરાન ચલાવવામાં મુશ્કેલી પડતી નથી. સારો ને નમ્ર સ્વભાવ એ એક ઉત્તમ ગુણ છે. મહાવરાથી તેમજ મન ઉપર કાબુ રાખવાથી તેમાં ઘણો સુધારો થઇ શકે છે. આ જગતમાં ઘણે ભાગે સારા ને નમ્ર સ્વભાવવાળા માણસોજ દરેક ધંધામાં ફાવે છે. તમે ધ્યાન પૂર્વક જોશો તો તમને આનાં અનેક દૃષ્ટાંતો આ જગતમાંથી મળી આવશે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### કામ કરવામાં વ્યવસ્થા રાખવી.

એક દિવસ સુશીલને ઉદાસ જોઇને એની માએ પુછ્યું, ભાઇ, કેમ આજ આમ ઉદાસ જણાય છે. સુશીલ કહે કંઇ નહિ, બા. સદ્‌ગુણી કહે કંઇ નહિ કેમ ? ખરી હકીકત હોય તે કહી દે. સુશીલ કહે, બા, હું આજે નિશાળમાં મારી વાચનની ચોપડી લીધા સિવાય ગયો હતો, તેથી એક કલાક લગી બહાર બેસી રહેવું પડયું હતું. બધા છોકરા અંદર પાઠ શીખે ને મારે બહાર ઉભા રહેવું પડયું તેથી મને બહુ શરમ લાગી. આ મહીનામાં તો મારે બે વાર બહાર ઉભું રહેવુ પડયું, તેથી મને અતિશય સંતાપ થાય છે.

મા—ચોપડી કેમ ભૂલી ગયો ?

સુશીલ—ગઇ કાલે મહેતાજી સાહેબે અમને ગણિતમાં એક મનોયત્નની રીતના ત્રણેક દાખલા શીખવ્યા હતા, અને તે ઘેરથી લખી લાવવા આપ્યા હતા, તે મેં લખ્યા. મને ગણિતમાં બહુ રેસ પડે છે તેથી મેં આખા મનોયત્નના તમામ હિસાબ ગણી કાઢયા, એટલુંજ નહિ પણ તે બધા મેં મારી નોટબુકમાં લખી લીધા. ગણિતની લહેમાં બીજા વિષયો કરી શકયો નહિ. છેક નિશાળનો વખત થવા આવ્યો એટલે હું ઇતિહાસ લઈ વાંચવા

બેઠો. તે વાંચ્યો ન વાંચ્યો એટલામાં પોણા અગિઆર વાગ્યા. તેથી ઉતાવળો દફતર લઇ નિશાળે દોડયો. નિશાળમાં પહેલો વખત ઇતિહાસનો હતો. તે મને આવડયો નહિ. પછી વાચનનો વખત થયો, ત્યારે દફતર છોડી જોયું તો વાચનની ચોપડી ઘેર રહી ગઇ હતી. તેથી મને મનમાં ધ્રાસકો પડયો. સૌ છોકરા પોતાની વાચનની ચોપડી હાથમાં લઇ પાઠ ઉપર ધ્યાન આપવા લાગ્યા. પણ મારી પાસે ચોપડી નહોતી તેથી હું ગભરાયો. અમારી નિશાળમાં એવો ધારો છે કે ભણવાનાં સાધનોમાથી જો કોઇ કંઇ ભૂલીને આવે તો તેણે તે વિષય શીખવાય ત્યાં સુધી બહાર ઓટલા ઉપર બેસવું. મારી જોડે બેઠેલો છોકરો મારી આ મુસ્કેલી સમજી ગયો. તેણે મને સલાહ આપી કે વાચનને બદલે ગણિતની ચોપડી હાથમાં ધરી રાખી તેમાં અમથું અમથું ધ્યાન આપ, એટલે તારે બહાર જવું પડશે નહિ મેં કહ્યું કે ના, એમ તો ન થાય. એ તો મહેતાજી સાહેબને છેતર્યા કહેવાય. ફરી મારો કોઈ ભરોસો કરે નહિ અને ઇશ્વરનો પણ ચોર ગણાઉં. આ છોકરાને આવો જવાબ દઇ હું તરતજ ઉભો થયો, અને મહેતાજી સાહેબની આગળ લાચારીથી મારી હકીકત કહી નિશાળના નિયમ પ્રમાણે બહાર ગયો.

મા કહે સુશીલ, તારા સાચવટને માટે મને બહુ સંતોષ થાય છે. પરંતુ અભ્યાસ કરવામાં તારે આમ અનિયમિતપણું કરવું નહિ. નિશાળના વખત પત્રક ઉપર આધાર રાખી તું તારૂં ખાનગી પત્રક તૈયાર કર, અને તેને અનુસરીને ચીવટથી કામ કર. એમ નહિ કરે તો જે બાબતનો શોખ હશે તેમાં પુષ્કળ વખત ગાળવાનું મન થશે અને જે વિષયપર કંટાળો હશે તે બીલકુલ પડયો રહેશે. એટલુંજ નહિ પણ તારે ઘણી વખત ગભરાવું પડશે અને વખતે પરીક્ષામાં પણ નાપાસ થઇ જઇશ. અનિયમિતપણે કામ કરવાથી મારી માને કેવી કેવી મુસ્કેલીઓ પડતી હતી તે સાંભળ.

મારાં પિએરિઆં બહુ વસ્તારી હતાં. મારે ચાર બેનો તથા બે ભાઈ હતા. મારી મા બિચારી ઘર કામમાંથી કદી ઉંચી આવતી નહિ. પરોઢીએ ચાર વાગે ઉઠે ત્યારથી કામજ કામ. એક ઘડીની પણ પુરસદ નહિ. મારા બાપને અગિઆર વાગે નોકરી પર જવું પડતું તેથી બરાબર દશ વાગે ખાવાનું તૈયાર કરવું પડતું. મારા બાપ જમીને જતા કે તરતજ મારી મા એંઠવાડ અભોટ કરી કંઇને કંઇ કામ કાઢતી. કોઈ દિવસ કપડાં સાંધવાનું કામ કાઢે તો કોઈ દિવસ જુનાં ગોદડાં સાંધે. સાંધવાની લહેમાં રાતે વાળુનું મોડું થઇ જાય. બીજે દિવસે વળી બાકી રહેલું સાંધવાનું કામ હાથપર લે,

તો પણ તે પુરૂં થાય નહિ, એટલે તે કંટાળીને અધુરૂં મૂકે. વળી ત્રીજે દિવસે સાંજના પહોરે દાણા સમારવાનું કામ કાઢે. તે બે ત્રણ દિવસ સુધી લાગલાગટ કરે પણ પુરૂં થાય નહિ એટલે તે અધુરૂં મૂકી બીજું કામ હાથપર લે. વળી એટલામાં અમારા બધી બેનોનાં માથાં તથા લુગડાં મેલાં થઇ ગયાં હોય. ચોથે દિવસે સવારના વખતમાં અમારામાંથી એકાદનું માથું ચોળવા હોળવાનું હાથપર લે, અને તેથી રસોઇ વખતસર તૈયાર થાય નહિ, એટલે મારા પિતાને કંઇ સુકુંપાકું ખાઇ દુકાનપર જવું પડે. વળી કોઇ કોઇ વખત તો બહુ ઉતાવળ કરવાથી દાળ બળી જાય કે શાકમાં ભલીવાર હોય નહિ સવારથી રાત લગી કામ કરતાં છતાં ઘરમાં અતિશય અવ્યવસ્થા થઈ જતી. મારા પિતાએ એક દિવસ સાંજના મારી મા સાથે કામની વ્યવસ્થા સંબંધી વિચાર કર્યો, ને છેવટે સલાહ આપી કે સવારના પહોરમાં રસોઇ તૈયાર થતાં સુધી દાતણ પાણી. દિશા જંગલ; પથારી ઉપાડવી. વાસીદું વાળવું, નાહવું ધોવું ને રસોઈ કરવી, એટલુંજ કામ કરવું. વળી રસોઇ કરવામાં પણ કયે દિવસે શું રાંધવું તે નક્કી કરી આપ્યું. બપોર પછી દરરોજ વારાફરતી એક છોકરીનું માથું ચોળવા તથા હોળવા માટે, લુગડાં ધોવા માટે, દાણા સાફ કરવા માટે, ઘરમાંની ચીજોની વ્યવસ્થા કરવા માટે તથા પરચુરણ કામકાજ માટે તેમણે વખત ઠરાવી આપ્યો. વળી આ ઉપરાંત તેમણે અમુક વખત ફુરસદનો પણ નક્કી કરી આપ્યો. ઘરના કામમાં થતી અવ્યવસ્થા દૂર કરવાના સઘળા નિયમો મારી માતાએ બરાબર ધ્યાનમાં રાખ્યા ને તે પ્રમાણે વર્તવા લાગી. આથી ઘરનું કામકાજ સારી વ્યવસ્થાથી ચાલવા લાગ્યું.

સુશીલ, જે જે માણસો પોતાનું કામ અનિયમિતપણે કરે છે, તેમના કામમાં કાંઇ પણ માલ હોતો નથી. તું તારૂં ખાનગી પત્રક તૈયાર કર. ને તે પ્રમાણે હંમેશાં દૃઢતાથી કામ કરવાની ટેવ પાડ; એટલે તને ફરીથી આવી મુશ્કેલી પડશે નહિ તારી સવારે વહેલા ઉઠવાની અને રાત્રે વહેલા સુવાની ટેવ કાયમ રાખજે તને એથી બહુ લાભ થશે. વળી રમવાની તથા ફરવાહરવાની ટેવ ખાસ જરૂરની છે. તે કદી ભૂલનો નહિ.

સુશીલે માની શિખામણ પ્રમાણે વખત પત્રક તૈયાર કર્યું. આથી તેને ફરીથી કોઇ વખત આવી મુશ્કેલી આવી નહિ.

મા—સુશીલ, તેં મને તારો એક અપરાધ કહી સંભળાવ્યો, પણ બીજો અપરાધ તેં શો કર્યો હતો કે તારે પ્રથમ પણ એકવાર બહાર બેસી રહેવું પડયું હતું?

સુશીલ—મા, મને એવી બાબત યાદ આવતાં બહુ પસ્તાવો થાય છે, પણ તમે પૂછ્યું તો કહું છું. અમારી નિશાળમાં એવો નિયમ છે કે ચાલતા પાઠે કોઈ વાત કરે તો તેને તે પાઠ ચાલે ત્યાં સુધી વર્ગમાંથી બહાર નીકળી ઓટલા ઉપર ઉભા રહેવું પડે છે. એક દિવસ એવું બન્યું કે નિશાળમાં પાઠ ચાલતો હતો. એવામાં શહેરની અંદર એક સાથે પુષ્કળ ઘંટ વાગવા લાગ્યા. ઘંટનો ધીમે ધીમે અને એક સરખે અંતરે થતો રણકાર સાંભળી મારાથી મોહનને પૂછી જવાયું કે ભાઇ આ શું છે? મોહને કહ્યું કે તને ખબર નથી કે જૈનના એક દેવળમાં આજે પ્રતિમા પધરાવે છે? તે પધરામણીનો વખત અત્યારનો છે; માટે જૈનોનાં સઘળાં દેવળોમાં અત્યારે ઘંટ વાગે છે.

ઉપરની વાત કરતાં શિક્ષકે મોહનને જોયો કે તરત પાઠ બંધ કરી મોહનને કહ્યું, કે તેં ચાલતા પાઠે વગર રજાએ વાત કરી: માટે તારે આ પાઠ પુરો થતાં સુધી ઓટલા ઉપર બેસવું.

આ સાંભળી હું ઉભો થયો, અને બોલ્યો કે સાહેબ, ક્ષમા કરજો, હું બોલાવ્યા સિવાય વચમાં બોલી ઉઠું છું. મોહન કરતાં મારો ગુનો વધારે છે. પહેલી વાત મેં શરૂ કરી હતી. મેં પૂછ્યું ન હોત તો કદાચ મોહન બોલત નહિ. મારી ભૂલ થઇ છે. નિશાળનો નિયમ પહેલો મેં તોડયો છે.

મહેતાજીએ કહ્યું, મને એ મતલબની ખબર નહોતી, માટે તારે પણ બહાર જવું. હું કાંઇ પણ બોલ્યા સિવાય મહેતાજીની આજ્ઞા માથે ચઢાવી બહાર ગયો ને મોહનની પાસે જઇ બેઠો.

મોહનને જોતાંજ મારી આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. મેં મોહનને કહ્યું કે ભાઇ, મારે લીધે તારે સહન કરવું પડયું છે માટે ક્ષમા કરજે.

ઘણા ઘંટ એક સાથે વાગવાથી મને એટલી બધી અજાયબી થઇ કે નિશાળનો નિયમ મારા લક્ષમાં રહ્યો નહિ. મોહન બહુ મોટા દીલનો હતો. તેણે મને ક્ષમા આપી એટલુંજ નહિ પણ ઉલટો દિલાસો આપ્યો.

આ વાર્તાનો પ્રસંગ ચાલે છે એટલામાં મોહન ત્યાં આવી ચઢયો. સદ્‌ગુણી બાઇએ તેને તથા સુશીલને ઉપદેશ કર્યો કે તમે નિશાળનો નિયમ તોડયો, એ ખોટું કર્યું; પણ વગર આનાકાનીએ સાચે સાચું કહી દીધું એ જાણી મને સંતોષ થાય છે. તમારે તમારા મનપર કાબુ રાખતાં શીખવું જોઇએ. સુશીલ જણાવે છે કે નિયમ ધ્યાનમાં ન રહેવાથી વાત થઇ ગઇ.

એ ખરૂં, પરંતુ મનપર કાબુ નહિ હોય તો નિયમ ધ્યાનમાં હોવા છતાંપણ તે તોડવાનું મન થઇ જશે. જેમ માણસ પોતાના મનપર કાબુ વધારે રાખી શકે છે તેમ તે વધારે સારો થઇ શકે છે; ને આ જગતને પણ તે બહુ ઉપયોગી થઇ પડે છે. સારી ટેવો કરતાં નઠારી ટેવો વધારે જલદી પડી જાય છે. જો મન ઉપર માણસનો કાબુ હોતો નથી તો તે અત્યંત દુર્ગુણી થઇ જાય છે; અને કોઇ માણસ તેની સાથે વહેવાર રાખવાને, વાત કરવાને કે પાસે બેસવાને ઇચ્છિતો નથી. મન ઉપર કાબુ રાખનારા માણસો દેવની માફક પૂજાય છે. મન ઉપર કાબુ રાખવો એ સહેલું કામ નથી; છતાં પણ માણસ મહાવરાથી તે સદ્‌ગુણ મેળવી શકે છે. માટે તમે મન ઉપર કાબુ રાખતાં અવસ્ય શીખજો.

જો તમે નિશાળના નિયમોનો આ પ્રમાણે વારંવાર ભંગ કરશો તો મહેતાજીનો વિશ્વાસ તમારા પરથી ઉઠી જશે. આ સાંભળી મોહન બોલી ઉઠયો, માજી, મહેતાજી સાહેબને અમારા બંનેનો સારો ભરોસો પડી ગયો છે. અને તેમાં પણ વળી સુશીલની સાચવટ જોઇને તો તેઓ ફીદા ફીદા થઇ જાય છે. જુઓ તમને એક દાખલો કહી સંભળાવું છું.

એક વખત એવું બન્યું કે મુખ્ય મહેતાજી સાહેબ અમારો વર્ગ તપાસવા આવ્યા હતા. તેમણે ડ્રોઇંગની નોટ બુકો તપાસવા માંડી. આ વખતે અમારા વર્ગનો ઠાકોરલાલ નામનો એક છોકરો ગેરહાજર હતો. તેની નોટબુકમાં સૌથી સારાં ચિત્રો કાઢેલાં હતાં. સુશીલની અને ઠાકોરલાલની નોટબુકનાં પુઠાં. કદ વગેરે સરખાં હોવાથી અમારા વર્ગના શિક્ષકે સુશીલની નોટબુકને ઠેકાણે ભૂલથી ઠાકોરલાલની નોટ મુખ્ય મહેતાજી સાહેબના હાથમાં આપી. આ નોટબુકમાં સૌથી સારાં ચિત્રો હતાં. તે જોતાંજ તેમણે એ નોટબુક આખા વર્ગને દેખાડી અને એવીજ સફાઇથી સારાં ચિત્રો કાઢવા સંબંધી આખા વર્ગને સૂચના કરી, અને સુશીલને શાબાશી આપવા માંડી. સુશીલ ચુપ રહ્યો હોત તો આ વાત કોઇના જાણવામાં આવત નહિ; પણ એ સત્યને માટે મરી ફીટે એવો છે, તેથી એણે ઉભા થઇ તેમને વિનંતી કરી કે સાહેબ માફ કરજો. હું એ વખાણને પાત્ર નથી. એ નોટબુક મારી નથી, પણ ઠાકોરલાલની છે. મારા કરતાં એ સારાં ચિત્રો કાઢી શકે છે. સુશીલની સાચું બોલવાની હિંમત જોઇ મુખ્ય મહેતાજી સાહેબ બહુ ખુશી થયા. વળી અમારા વર્ગના શિક્ષકે પ્રથમ ઘંટના સંબંધમાં જે બનાવ બન્યો હતો, તે એમને કહી સંભળાવ્યો અને જણાવ્યું કે

સુશીલને સત્ય બહુ વહાલું છે. આ પછી મુખ્ય મહેતાજી સાહેબે આખી નિશાળના છોકરાને ભેગા કરી સુશીલનાં આચરણોનું અનુકરણ કરવા બોધ કર્યો. સુશીલના સારા વર્તન માટે મુખ્ય મહેતાજીએ એને છાતી સરસો ચાંપ્યો. આ સાંભળી સદ્દગુણી પોતાના મનમાં સંતોષ પામી, ઘર કામે લાગી.

---

## પ્રકરણ ૫ મું.

---

### હરામનું ખાવાની દાનત રાખવી નહિ.

એક દિવસ સાંજના પહોરે સુશીલ પોતાના વર્ગના મોતીલાલ નામના છોકરા સાથે નદી કિનારે રમતો હતો, એટલામાં પાણી નજદીક કાંઇ પીળી વસ્તુ પડેલી એની નજરે પડી. નીચો નમી જુએ છે તો તે એક હીરાકંઠી હતી. તેણે તે ઉંચકી લઇ મોતીલાલને દેખાડીને કહ્યું. અલ્યા મોતીલાલ, જો જો, આ હીરાકંઠી મને જડી.

મોતીલાલ—ભાઇ, આપણો બંનેનો ભાગ. તું કોઇને વાત કરીશ નહિ. હું પણ નહિ કરૂં. આપણે બંને તે વહેંચી લઇશું.

સુશીલ—અરે, તું આ શું બોલે છે ? કોઇ બાઇ ધોવા આવી હશે, અને સાંજ પડી જવાની બીકમાં ઉતાવળી ઉતાવળી ચાલી ગઇ હશે, તેથી તેને પોતાની કંઠી નીકળી પડયાનું ભાન રહ્યું નહિ હોય. ખીલી નીકળી જવાથી તે પડી ગઈ હોય એમ લાગે છે.

મોતીલાલ—એમાં આપણે શું કરીએ ? ભોગ એના. આપણે કંઇ ચોરી કરી એની પાસેથી લઇ લીધી છે ?

સુશીલ—ચોરી નથી કરી એ વાત ખરી, પણ એનો કોઇ માલીક તો હશે ને ?

મોતીલાલ—હવે જવા દેને તારૂં ડહાપણ ! માલીક ખોળવા જતાં ખરા ધણીને બદલે બીજો કોઈ ખોટો ધણી ઉભો થશે. તે જડી છે આપણને ને લઇ જશે બીજું કોઇ.

સુશીલ—આપણે એમ શા માટે કરીએ. ચાલો તે કંઠી લઇ આપણા મહેતાજી સાહેબને આપીએ. તેઓ ખરો ધણી હશે તેને ખાતરી કરી આપી દેશે. જેની ખોવાઈ હશે તેને બિચારાને ઘેર તો રાંધ્યાં ધાન્ય રહ્યાં હશે.

મોતીલાલ—નશીબ એનાં, આપણે શું કરીએ ? મારૂં કહ્યું માન. આપણે બંને તેની શેરો અડધી અડધી વહેંચી લઇએ. જો તને બીક લાગતી હોય તો લાવ મારી પાસે. થોડા દિવસ પછી જ્યારે આ વાત ટાઢી પડશે ત્યારે હું તને અડધો ભાગ આપીશ. તને જરીએ વિચાર નથી આવતો કે તારી ગરીબ મા બિચારી સવારથી સાંજ લગી મહેનત મજુરી કરી મહા મુસ્કેલીથી ગુજરાન ચલાવે છે, માટે પરમેશ્વરે દયા કરી આ કંઠી મોકલી છે.

સુશીલ—દુષ્ટ, તારા વિચારો જોઈ મને બહુ નવાઇ ઉપજે છે. પરમેશ્વરનો એવો ઇરાદો છેજ નહિ, કે કોઇએ બેઠા બેઠા ખાવું. હરામનું ખાવાની તો ખાસ મના છે. ધારો કે આપણે બેને ભાગે સો સો રૂપીઆ આવ્યા તો તે કેટલા દિવસ નભવાના છે ? વરસ કે બે વરસમાં તે પુરા થઇ જશે. પછી મહેનત નહિ કરવી પડે શું ? કોઇ દિવસ હરામનું ખાવાની દાનત રાખવી નહિ. વળી આ કંઠી રાખવાથી આપણે ઇશ્વરના તેમજ સરકારના ગુનેગાર થઇશું. આપણે આ કંઠી વેચવા જઇશું તોતરત પોલિસ આપણને પકડશે, અને પૂછશે કે તમે કયાથી લાવ્યા ?

મોતીલાલ—આપણે એવું શીદ કરીએ વારૂ ? હવણાં તો આપણે એ ઘેર લઇ જઇએ; પછી આગળ ઉપર વાત.

સુશીલ—આપણા જેવા નાના છોકરા પાસે પેટી પેટારા હોતા નથી, તેથી તરત તે માબાપને આપવી પડે. મારી મા તો એવી સત્યવાદી છે કે તરત મને ધમકાવી કાઢે, ને જગતમાં ખરેખરી હકીકત જાહેર કરે. જેની કંઠી હોય તેને તરત આપી દે. આમ છતાં પણ કદાચ આપણે આ વાત મનુષ્ય જાત આગળ છાની રાખી શકીએ, પણ પરમેશ્વર આગળ કશું છાનું નથી. આપણા નઠારા કામને વાસ્તે આપણે ઈશ્વરના ગુનેગાર છીએ, અને તેને જવાબ આપવાનો છે. અત્યારથી આપણે આવાં દુષ્ટ કૃત્યો કરતાં શીખીએ, અને તેમાં ફાવીએ તો ભવિષ્યમાં એ નઠારી ટેવ વધતી જાય અને મોટી ઉમરે બહુ નુકસાન થાય. વળી અત્યાર લગી મારી મા મારા સારા ગુણને માટે સંતોષ દર્શાવે છે તે તમામ જતો રહે, મારો ભરોસો ઘરમાંથી ઉઠી જાય, અને તે પુષ્કળ કલેશ કરે. મારી મા સાચને માટે મરી મટે એવી છે. તેનું એક દષ્ટાંત તને કહું તે સાંભળ.

અમારી નાતમાં એવો રિવાજ છે કે કોઇને ત્યાં જાન આવવાની હોય ત્યારે ઘરદીઠ એક એક ગોદડું ઉધરાવી ઘણાં ગોદડાં ભેગાં કરવામાં આવે છે. જાન જાય ત્યારે પાછાં જેનાં તેને આપી દેવામાં આવે છે. અનંતરામ

કાકાને ત્યાં જાન આવી ત્યારે અમારે ત્યાંથી સાધારણ ગોદડું આપવામાં આવ્યું હતું. ગોદડું પાછું મોકલ્યું ત્યારે ભૂલથી અમારા ગોદડાને બદલે સારી રૂપીઆ દશ બારની કિંમતની તળાઇ તે આપી ગયા. મારી મા આ વખતે ઘેર નહોતી. ઘેર આવી કે તરતજ અનંતરામ કાકાને ત્યાં તળાઇ પાછી આપી આવી, ને તેમને કહ્યું કે તજવીજ કરી મારૂં ગોદડું જડે તો મોકલજો, ને ન જડે તો ફીકર નહિ. મારી માને મૂળથીજ સાચને માટે આવી લાગણી છે. હું તે માનો દીકરો છું. માટે હું તો એ કંઠી મહેતાજી સાહેબનેજ આપી આવીશ. વળી એક બીજો દાખલો આપું છું. તે ઉપરથી પણ તારી ખાતરી થશે કે પારકી વસ્તુ રાખવામાં માલ નથી.

આ પાસેના ગામમાં એક શેઠ રહે છે. તે ઘોડે ચઢીને એક દિવસ પરગામ જતા હતા. રસ્તામાં ઘોડો ભડકયો અને શેઠને નીચે નાખી દઇ તે જંગલમાં ચાલ્યો ગયો. કેટલાક ગાઉ નીકળી ગયા પછી તેને એક કણબીએ દીઠો, તેથી પકડી પોતાને ત્યાં લઇ ગયો. આ વાતની તેણે કોઇને ખબર આપી નહિ. ઘોડાના ધણીએ પોલિસ અમલદારને ખબર આપી. પોલિસ તરફથી તજવીજ ચાલતાં કેટલાક મહીના પછી તે ઘોડો પેલા કણબીને ત્યાંથી પકડાયો. આ ઉપરથી સરકારમાં કણબીના ઉપર કામ ચાલ્યું. કણબીને પુષ્કળ ખર્ચ થયું, છતાં છેવટ તે કેદમાં ગયો. આવી રીતે હરામની વસ્તુ રાખવાથી પરમેશ્વરના તથા સરકારના ચોર ઠરીએ. આવા બધા ભયમાંથી કદાચ આપણે બચી જઇએ તોપણ છેવટે ઇશ્વરને ત્યાં તો આપણે જવાબ દેવાનોજ છે; માટે એ કંઠી જેની હોય તેને પાછી આપવામાંજ લાભ છે.

આ બધી હકીકત સાંભળી મોતીલાલના મનમાં ખાતરી થઇ કે સુશીલ કહે છે તે ખરૂં છે. આથી તેણે સુશીલનો ઉપકાર માન્યો ને કહ્યું કે ભાઇ, તેં મને આજે ભયંકર ગુનો કરતાં અટકાવ્યો. તેં જે બોધ મને આપ્યો છે, તે અમૂલ્ય છે. હું જીંદગી સુધી તે ભૂલીશ નહિ.

આ વાતચીત થયા પછી તેઓ બંને જણા મહેતાજીને ઘેર ગયા, અને ખરી હકીકત કહી કંઠી તેમને સ્વાધીન કરી. કંઠીના માલીકે આ બંને છોકરાને કંઇ પણ ઇનામ આપવા પોતાની ઇચ્છા જણાવી, પણ તેમણે તે લેવાની ચોકખી ના પાડી; અને કહ્યું કે તમારી વસ્તુ તમને પાછી આપવાને અમે બંધાએલા છીએ.

# પ્રકરણ ૫ મું.

## મુલતવી રાખવાનાં માઠાં ફળ.

આ બનાવ બન્યા પછી મોતીલાલ પ્રસંગોપાત સુશીલને ત્યાં જતો હતો. એક વખત મોતીલાલ આવ્યો ત્યારે સુશીલ પેન્સિલથી પાઠ લખતો હતો. આ પાઠ મહેતાજીએ ઘેરથી લખી લાવવા બધા વર્ગને કહ્યું હતું. બીજે દિવસે નિશાળમાં જઇ તરત તે દેખાડવાનો હતો. મોતીલાલે કહ્યું સુશીલ, આજે રવિવાર છે માટે જો આવો તો આપણે રમવા જઇએ.

સુશીલ—રમવા આવતાં મને અડચણ નથી, પણ મારો આ પાઠ પુરો લખાઇ રહ્યા પહેલાં નહિ આવું.

મોતીલાલ—એતો ખરૂં, પણ હજી તો હવણાંજ લખવાનું શરૂ કર્યું છે, તેથી અડધા કલાક કરતાં પણ વધારે વખત લાગશે.

સુશીલ—હા, અડધો કલાક લાગશે ખરો. મારા વખતપત્રકમાં એ લખવાનો વખત અત્યારનોજ છે, એટલે હું તો મારા વખતપત્રકને જરૂર અનુસરીશ. વખતપત્રક પ્રમાણે અમુક બાબતો નિયમિતપણે ન કરીએ ને મુલતવી રાખીએ તો ખોટી ટેવ પડે ને ભવિષ્યમાં બહુ નુકસાન થાય.

મોતીલાલ—ભાઇ, હું કયાં સુધી રોકાઈ રહું ? રમી આવીને પછી લખજે.

સુશીલ—ના, એમ ન બને. ધારો કે રમવાની લહેમાં મોડું થઈ ગયું અથવા રમીને ઘેર આવ્યા પછી મારી બા મને કંઈ કામ સોંપે તો મારૂં લખવાનું કામ રહી જાય; માટે લખવાનું કામ મુલતવી નહિ રાખું.

મોતીલાલ—એમ થાય તો કાલે સવારે લખાશે. એમાં શી મોટી વાત છે ?

સુશીલ—આપણા મહેતાજી સાહેબે આઠેક દિવસ ઉપર મુલતવી રાખવાનાં માઠાં ફળ સંબંધી એક વાત કહી હતી તે તને યાદ છે કે નહિ ?

મોતીલાલ—ના ભાઇ, હું તે સંબંધી કંઇ જાણતો નથી, કેમકે ગયા અઠવાડીઆમાં હું પરગામ ગયો હતો.

સુશીલ—સાંભળ, ત્યારે તને એ વાત કહી સંભળાવું. જોગીભાઇ કરીને એક પટેલ હતો તેનું ગામ એક પગરસ્તાની સડક ઉપર આવેલું

હતું. આ સડક પંદરેક માઇલ લાંબી હતી. તેના ઉપર આંબાનાં પુષ્કળ વૃક્ષો આવી રહ્યાં હતાં. આ વૃક્ષોની માલિકી સરકારની હતી. તેથી વરસો વરસ તેના ઉપર જે કેરીઓ આવે, તેની હરાજી થતી. એક વખતે વરસની શરૂઆતથીજ જોગીભાઇએ આ તમામ આંબાનાં ઝાડો પરની કેરી પચાસ રૂપીઆ માટે હરાજીમા રાખી. ઇશ્વરેચ્છાથી એ વરસમાં એ ભાગમાં કેરીનો પાક બહુ સારો આવ્યો, ને બીજા ભાગમાં હિમ પડવાથી કેરીનો મોર બળી ગયો, તેથી કેરીનો ભાવ પણ મન માન્યો ઉપજવા લાગ્યો. ગામના બધા લોકો એમ ધારતા હતા કે જોગીભાઇને આ વરસે દોઢ હજાર રૂપીઆ નફાના મળશે; પણ મુલતવી રાખવાથી પરિણામ શું આવ્યું તે જુઓ. કેરીનો પાક તૈયાર થઈ ગયો હતો. પણ જોગીભાઇની આંખ ઉઘડે નહિ. કેરીનો વેપારી ઘેર બેઠે માગણી કરવા આવ્યો. મણના અઢી રૂપીઆનો ભાવ આપવા માંડયો, પણ તેને કહ્યું કે હવણાં તો કેરી મારાથી ઉતારી શકાય એમ નથી માટે હાલ આપવી નથી. વેપારીએ કહ્યું કે ભાવમાં ઓછું કરો અથવા તમામ આંબા ઉદ્ધડ આપો તો હું માણસો રાખી ઉતરાવી લઇશ. જોગીભાઇએ એકે વાત માની નહિ. બીજા વેપારીઓ માગણી કરવા આવ્યા ત્યારે જોગીભાઇની ધણિઆણીકે કહ્યું કે હવે કેરીનો નિકાલ કરો તો સારૂં. ધણિઆણીનું કહેવું ખરૂં હતું, છતાં જોગીભાઇ તેના પર ગુસ્સે થઇ કહેવા લાગ્યા કે તારામાં કાંઈ અક્કલ છે કે નહિ? આપણે ઘેર પરોણા રાવણાં કરવા આવ્યા છે તેમને એકલા મૂકીને આંબા વેડવા જવાય ખરૂં કે? જગતમાં આપણું નાક કપાય જાય. પરોણા ગયા પછી વળી બૈરીએ કહ્યું કે હવે ઢીલ કરો તે નકામી છે. ત્યારે વળી ગુસ્સે થઈ બોલ્યો કે આમ દોઢડહાપણ શા માટે કરે છે? માણસ લઇ પહોંચ્યો કે ચાર દિવસમાં સઘળા આંબા વેડી નાખીશ. હું કંઈ નવરો બેઠો છું? તને અમારા કારભારમાં વચ્ચે આવવાની બહુ ટેવ પડી છે. જગા પટેલના ઘરમાં તકરાર જાગી છે. તેમના છોકરાઓ પોતાની બાપીકી મિલ્કત વહેંચવાને લડી મરે છે. તેમની ભાંજગડમાં પાંચ દિવસ ગાળવા પડે એમ છે. એ કામ થઈ રહેશે કે તરત આંબા વેડાવી નાખીશ. ગામમાં મોટાં પાઘડાં બાંધી ફરીએ, ત્યારે જવું પણ પડે. એમાં કયાં ગાંઠેથી છોડી બે પૈસા આપી દેવા છે? ગામમાં બધા ઘણાએ અથડાય છે કેમ કોઇને પંચાત કરવા બોલાવ્યા નહિ? એતો બોલાવવા લાયક હોય તેનેજ સૌ બોલાવે દિવસ ઘેર હોય એને સૌ બોલાવે છે, બાકી તો પરાણે ઉપર પડતા જઇએ તોપણ કોઈ ઓટલા ઉપર ચઢવા દેતું નથી. એ કામ પત્યા

પછી પટલાણીએ ફરીને કેરીનો નિકાલ કરવા સારૂં સૂચવ્યું, ત્યારે પટેલે જવાબ આપ્યો કે કેરી કેરી શું કરે છે? મારા મામાના દીકરાને તાવ આવે છે, એવા ઉડતા સમાચાર મળ્યા છે. તેને જોઇને બે દિવસમાં પાછો આવ્યો કે તરત પડાવીને વેચી નાખીશ. એમાં શી મોટી વાત છે? પોતાની ધણિઆણી આગળ આમ બડાઇ બતાવી પટેલ પોતાના મોસાળ તરફ ચાલ્યા અને આંબા વેડવાનું કામ મુલતવી રાખ્યું. પોતાના મામાના દીકરાને સહેજ તાવ આવતો હતો, પણ ઘણે દિવસે ભાણેજ આવ્યા જાણી મામાએ તેમને રોકી રાખ્યા. પટેલ ઘેર આવ્યા ત્યારે માલમ પડયું કે પ્રથમ તો કેરી માટે વેપારીઓ ઘેર બારણું ઠોકતા હતા, પણ હવે તો મોસમ મોળી પડવાથી કોઇ પૂછવાએ આવતું નથી. આ ઉપરથી પટેલે જોડેના શહેરમાં જાતે જઇ પ્રથમથી કેરીનું સાટું નક્કી કરી આવવાનો વિચાર કર્યો. પોતાનું ગામ રેલવે સ્ટેશનથી નવ માઇલ હતું. સ્ટેશને ગાડી એક વાગે આવતી હતી. પટેલને એ ગાડીમાં જવાનું હતું. તેથી અગિઆર વાગતા પહેલાં પરવારવું જોઇતું હતું. પણ પટેલ તો સવારના પહોરમાં ઉઠયા ને કસુંબો કાઢી બેઠા. ગામમાંથી એકે એકે સઘળા અફીણના બંધાણી એકઠા થયા, તેમની સાથે ગપ્પાં મારવામાં બાર વાગી ગયા. આથી તે દિવસે શહેરમાં જવાનું મુલતવી રહ્યું. વળી બૈરીએ ઘરમાં કંકાસ કરવા માંડયો. બીજે દિવસે રસોઇ વહેલી કરી જમાડી વિદાય કર્યા. ગામની ભાગોળે પહોંચતાં હાથમાં હુક્કો લઇ લક્ષ્મણ પટેલ સામા મળ્યા, તેમના આગ્રહથી તેમની સાથે હુક્કો પીવાને ગપાટા મારવા બેઠા, તેમાં લગભગ સવા કલાક નીકળી ગયો. પછી ઉતાવળા ઉતાવળા ગાડીમાં બેઠા ને બળદને મારી મારીને દોડાવી દોડાવીને દમ કાઢી નાખ્યો. સ્ટેશન બે એક માઇલ દૂર રહ્યું ત્યારે ગાડીના ઉતારૂઓ સામા મળ્યા. આથી ગાડી ઉપડી ગયાની વાત જણાઇ આવતાં પટેલે પોતાની ગાડી પાછી વાળી, અને કેરીનું સાટું કરવા જવાનું કામ બીજા દિવસ ઉપર મુલતવી રહ્યું. આવી રીતે મુલતવી રાખવાથી પરિણામ એ આવ્યું કે પાકેલા કેરી- ઓનો બગાડ પુષ્કળ થવા લાગ્યો, પક્ષીઓ ખાઇ જતાં અને હરામખોરો રાતે ચોરી જતા. આર્દ્રા બેસી જવાથી કેરીનો ભાવ પણ નરમ પડી ગયો હતો. પ્રથમ વેપારીઓ ઘેર પૂછવા આવતા તેને બદલે હવે વેપારીઓને ઘેર પૂછવા જવાનો વખત આવી લાગ્યો. છતાં પણ ભાઇસાહેબ વળી ગાડી ચૂકયાથી પાછા આવ્યા. દૈવજોગે એવું બન્યું કે એજ દિવસે રાતે એકાએક આકાશમાં વાદળ ચઢી આવ્યું. પુષ્કળ વાવાઝોડા સાથે મુસળધાર વરસાદ પડયો; તેથી તમામ કેરી નીચે પડી સડી ને બગડી ગઇ. નફો

તો નફાને ઠેકાણે રહ્યો પણ સરકારના પૈસા પણ ગાંઠેથી આપવા ભારે થઈ પડયા. ભાઈ મોતીલાલ, મુલતવી રાખવાથી થતા નુકસાનની વાત તું સમજ્યો ! મેં તો નિશ્ચય કર્યો છે કે દરેક કામ વખતપત્રક પ્રમાણે કરવું. કદી પણ મુલતવી રાખવું નહિ.

સુશીલની આ વાતથી મોતીલાલને બહુ સારી અસર થઈ. તેણે સુશીલને કહ્યું ભાઈ, તારૂં કહેવું ખરૂં છે. મેં પણ મારો પાઠ લખવો મુલતવી રાખ્યો છે, માટે હવણાંજ પાછો જાઉં છું. તે લખી રહ્યા પછી તારી પાસે આવીશ. આ દરમ્યાનમાં તું તારો પાઠ પુરો લખી કાઢ. પછી આપણે બંને સાથે રમવા જઈશું. આ પ્રમાણે પોતાનો પાઠ પુરો કરી બંને સાથે રમવા ગયા.

---

## પ્રકરણ ૯ મું.

---

### ત્રેવડ.

એક દિવસ સુશીલ અને તેની માતા પોતાના ઘરમાં બેઠાં હતાં, એટલામાં પાડોશમાં રહેનાર રૂક્ષ્મણી નામે બાઈ ત્યાં આવી. તેણે સદ્ગુણી બાઈને નમ્રતા પૂર્વક કહ્યું; બેન, આજે હું તમારી પાસે અગત્યના કામ સારૂ આવી છું. મારી કીકીના બાપને દશ પંદર દિવસથી તાવ આવે છે, તેથી નોકરીમાંથી કાપને પગારે રજા લીધી છે. હવે પ્રથમ કરતાં સારૂં છે પણ હજી જડમૂળથી તાવ ગયો નથી, તેથી પંદર વીસ દિવસ પહેલાં નોકરી ઉપર જઈ શકે એમ નથી. મોંઘવારીના કારણથી મૂળથી પૈસા સંબંધી અમારો હાથ ભીડમાં રહેતો અને તેમાં વળી એમને મંદવાડ આવ્યો એટલે પૂછવાની વાતજ શી ? તેમના એક બે ભાઈબંધ દોસ્તદાર પાસેથી પાંચ પાંચ દશ દશ રૂપીઆ ઉછીના લીધા, પણ તે તો ચટણીમાં ઉડી ગયા. હવે વારંવાર લોકો પાસે પૈસા ઉછીના માગવા જતાં શરમ આવે છે, માટે આ દાગીનો લાવી છું તે પેલા લખમીલાલ શેઠને ત્યાં મૂકી આવી તે ઉપર પચાશેક રૂપીઆ લાવી આપવાની તસદી લેશો, તો તમારો મારા ઉપર મોટો ઉપકાર થશે. શેઠ જે પ્રમાણે કહેશે તે પ્રમાણે વ્યાજ આપીશું. એ રૂપીઆ વ્યાજ સાથે પુરેપુરા પાછા આપીશું ત્યારપછીજ અમે દાગીનો પાછો માંગીશું. હું પંડે શેઠને ત્યાં જાત પણ અમારો ભરમ ઉઘાડો થઈ જાય.

અમે અહીં નોકરીના કારણથી આવેલાં તેથી પરદેશી છીએ. વળી કીકીના બાપને રૂપીઆ ૩૫ મળે છે છતાં પૈસા સંબંધી આવી તાણ રહે છે, એવી વાત લોકોના જાણવામાં આવે તો અમારૂં બહુ ખોટું દેખાય. તમને એવી અડચણ નથી, તમારા ઘરમાં કોઈ રળનાર નથી, અને વળી તમારી સ્થિતિ ગરીબ છે, એમ સૌ જાણે છે, માટે કૃપા કરી મારૂં આટલું કામ કરી આપો.

સદ્‌ગુણીબાઇ—બેન, એ સંબંધી આપણે પછી વિચાર કરીશું, પણ મોતીલાલભાઇ માસિક રૂ. ૩૫) નો પગાર મેળવે છે, છતાં તમને પૈસા સંબંધી આટલી બધી ભીડ કેમ પડે છે તે જરા સમજાવશો ? મને તો આ વાત સાંભળી બહુ નવાઇ લાગે છે.

રૂક્મણી—એમાં નવાઇ શેની ? અમે બે ધણીધણિઆણી, બે છોકરાં અને એક ચાકર મળી પાંચ માણસનું અમારે ગુજરાન ચલાવવું પડે છે; અને મોંઘવારી તો તમે નજરે જુઓ છો. પછી ભીડ કેમ ન પડે ? બેન, શા વિના ચાલે ? ' ટકાની તોલડી તેર વાનાં માંગે. ' મૂળથી અમે રાજેશ્રી રીતે રહેલાં એટલે હવે કરકસર કરવી ફાવતી નથી. બેન, અમારા પાટીદાર લોકોના રિવાજ બહુ ગાંડા છે. અમારા વતનમાં જઇને જુઓ તો ગરીબ કે તવંગર સૌને ઘેર ચાકર હોયજ. તેને ખાવું પીવું ને અમુક પગાર આપવો પડે છે. વળી આ ઉપરાંત હજામડી રોજ બૈરાંની તહેનાત ઉઠાવવા આવે તેને પણ રોજ ખાવાનું આપવું પડે. લગ્ન પ્રસંગ હોય ત્યારે પંદર વીસ રૂપીઆ પેદા કરનાર આસામીનાં છોકરાંનાં શરીર ઉપર પણ પચાસ સાઠ રૂપીઆનાં કપડાં હોય છે. હવે જો અમે અમારાં છોકરાંને એ પ્રમાણમાં કપડાં ન પહેરાવીએ તો અમારી નાતજાતમાં અમે કળાઇ જઇએ; અને છોકરાંછૈયાં વરાવતાં મુશ્કેલી પડે. અમારી નાતનાં બૈરાં જાતે ઘરકામ કરે તે હલકું ગણાય છે.

સદ્‌ગુણીબાઇ—એતો ખરૂં, પણ તમે અહીં પરદેશી છો તો તમારા વતનના રિવાજ બાજુએ મૂકી દઇ અહીં ત્રેવડથી રહો તેમાં શું ખોટું ?

રૂક્મણી—બેન, હું સાસરા ને પિએર બંનેમાં આવી રીતે ઉછરેલી છું તેથી બહુ ત્રેવડ કરવી ગમતી નથી. અમારા લોકો જેવી રીતે પોતાનો વ્યવહાર ચલાવે છે, તેવીજ રીતે હું પણ મારો વ્યવહાર ચલાવું છું. એ સંસ્કારો મારામાં રૂઢ થઇ ગયા છે, છતાં પણ જો તમે મને ત્રેવડ કરવાની રીત બતાવશો તો મારાથી બનશે તેટલી હું ગ્રહણ કરીશ.

સદ્‌ગુણીબાઇ—સાંભળો બેન, પ્રથમ તો તમે ચાકરને રજા આપો. તમને જાતે કામ કરવાની ટેવ નથી તેથી શરૂઆતમાં તમને બહુ અઘરૂં લાગશે, એમ મારૂં ધારવું છે. પરંતુ જ્યાં લગી તમને કામ કરવાની ટેવ પડે, ત્યાં લગી કોઈ બાઇને રોકો. તે માત્ર પાણી ભરીને તથા એઠવાડ કાઢીને ચાલી જાય, અને ઘરનું બાકીનું કામ તમારે જાતે કરી લેવું. ચાકરને ખાવાપીવા સાથે ઓછામાં ઓછો રૂ. ૨) કે ૩) પગાર આપતાં હશો, એટલે કુલ લગભગ રૂ. ૭) નો માસિક ખર્ચ હશે. આ ખર્ચ બહુ ભારે છે. કામ કરનારીને માત્ર રૂ. ૨) થી ૩) સુધી તમારે આપવા પડશે. આથી દર માસે રૂ. ૪) ઉપરાંતનો બચાવ થશે. વળી તમને ધીમે ધીમે કામ કરવાની ટેવ પડશે. ઘરનું કામ કરવામાં કોઇ જાતની શરમ નથી. એથી પૈસાનો બચાવ થશે, અને ચાકર કરે તે કરતાં દરેક કામ સારૂં થશે; એટલુંજ નહિ પણ તમારી તંદુરસ્તીમાં પણ ઘણો લાભ થશે, ખાધેલું પચી જશે અને શરીરે મજબુત થશો. વારૂ બેન, તમને કાંઇ શીવતાં વેતરતાં આવડે છે.

રૂક્ષ્મણી—હા, શીવતાં સાધારણ આવડે છે. પરચુરણ કામ સહેજસાજ કરૂં છું ખરી. પરંતુ મને વેતરતાં બરાબર આવડતું નથી, તેથી કેટલીકવાર કપડાં બગડે છે. વળી મારાં શીવેલાં કપડાં કીકીના બાપા તેમજ છોકરાં પસંદ કરતાં નથી. એટલે ઘણે ભાગે તો દરજી પાસેજ શીવડાવીએ છીએ.

સદ્‌ગુણીબાઈ—તમે નવરાશના વખતમાં બબ્બે ઘડી મારે ઘેર આવશો તો હું તમને વેતરતાં શીખવીશ. વળી શીવણકામનો પણ ધીમે ધીમે મહાવરો વધારશો, તો બહુ સારો સુધારો થશે, એટલે દરજીનું ઘર શોધવા જવું પડશે નહિ. રૂક્ષ્મણીબેન, આપણે ધારીએ તો ઘણી બાબતમાં ત્રેવડ કરી શકીએ. જ્યારે અનાજની મોસમ હોય છે, ત્યારે ઘણું કરીને તે સોંઘું મળે છે, અને મોસમ વિત્યા પછી આપણે ખરીદીએ તો મોંઘું પડે છે. માટે ઘરમાં ત્રેવડ કરી પૈસા બચાવી મોસમમાં સામટું અનાજ ભરવું જોઇએ. તમારી કદાચ બદલી થશે તોપણ સારા અનાજના પૈસા તો તરત ઉપજી જશે. સામટું અનાજ લેવાથી અનાજ ભરવાનાં સાધનોની કિંમત તો જોતજોતામાં વળી જાય છે. બેન, એટલું તો ખરૂં કે અનાજ સામટું ભરો, ત્યારે તેને સંભાળપૂર્વક રાખવું જોઇએ. બેદરકારી રાખો તો ઉલટા સોના સાટ થ.ય છે. ખાવાપીવામાં પણ ડહાપણ વાપરવું જેમ બને તેમ સાદો ખોરાક લેવો. એક પત્રાળી એક આનાની થાય. અને એક રૂપીઆની પણ થાય, માટે આપણે આપણી સ્થિતિને અનુસરીને ખર્ચ રાખવું. સાંભળવા

મુજબ તમારા વતનના રિવાજ પ્રમાણે અહીં પણ તમે ધોબી રોકો છો; અને તમારા છોકરાનાં તથા તમારા સ્વામીનાં લુગડાં તે રોજ ધોઈ લાવે છે. ધોબીને હંમેશને માટે ન રોકતાં આદમીના કોટ, કબજા વગેરે લુગડાં જેમ જેમ મેલાં થાય, તેમ તેમ એકઠાં કરી રાખવાં, ને પછી સામટાં મહીનામાં બે ત્રણવાર ધોબીને આપવાં. આદમીનું ધોતીઉં, તમારા સાલ્લા, છોકરાનાં ઝભલાં વગેરે તમારા હાથેજ ધોઈ નાખવાં. તમારા વાડામાંજ કુવો છે, પછી અડચણ શાની છે? આથી ધોબીના ખર્ચમાં ઉગારો થશે, એટલુંજ નહિ પણ કપડાં ટકશેએ વધારે. ઘરનું કામ કરવામાં શી શરમ છે? કહેવત છે કે 'ઘરકા કામ ઓર બાદશાહ બી ગુલામ.' ઘરકામ કરતાં લોકો ગમે તેવી ટીકા કે નિંદા કરે તેની દરકાર કરવી નહિ. તમે ભણેલાં છો છતાં છોકરાંને ઘેર ભણાવવા સારૂ શિક્ષક રોકો છો, એ ખર્ચ પણ નકામું છે. તમારે પોતેજ છોકરાંને બબ્બે ઘડી ભણાવવાં અને બાકીના વખતમાં રમવા દેવાં. આપણા લોકોમાં આજકાલ મોજશોખની વસ્તુઓનો વાપર હદથી જાદે થતો જાય છે. ગરીબ માણસોને ત્યાં પણ બબ્બે ત્રણ ત્રણ વખત ચાપાણી ઉડતાં હોય છે. પાનસોપારી ને તમાકુનું તો પુછવાનુંજ નથી. મોજશોખની વસ્તુઓમાં જેમ બને તેમ ઓછો ખર્ચ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. ઘરમાં રીતસર રાંધવું જોઇએ. કેટલાક માણસોને ત્યાં તો બૈરાં રાંધવામાં એટલી બધી બેદરકારી રાખે છે કે રોજ ઢગલાના ઢગલા રાંધેલું અનાજ ફેંકી દેવું પડે છે; અથવા તો સવારનું ટાઢું સાંજે અને સાંજનું ટાઢું સવારે ખાઇ તંદુરસ્તી ખરાબ કરી ડાકટર કે વૈદનાં ઘર ભરે છે. ગઈ કાલે પેલી જમના અનાજ ઝાડકતી હતી, તે જોઈ હું તો દીંગ થઈ ગઈ. તેની બેદરકારીથી એટલું બધું અનાજ ધૂળમાં જતું હતું કે કાંઈ કહેવાની વાત નહિ. જુઓ પેલી જયકુમારીનો સ્વામી માત્ર રૂ. ૨૨) નો પગાર લાવે છે છતાં તેની ત્રેવડને લીધે તેનો સંસાર બહુ સુખી છે. એથી ઉલટું જોડેના મહોલ્લામાં પેલા ઇજનેર સાહેબ રૂ. ૧૦૦) ના પગાર લાવે છે, છતાં જ્યારે જોઇએ ત્યારે પૈસાને માટે વળખાં મારતા હોય છે. હું તો ધારૂં છું કે એમના ઘરમાં બૈરાંને ત્રેવડ કરતાં આવડતી નથી. ગયા દશરાના તહેવારને દિવસે એમનાં છોકરાંને જે સારો પોશાક પહેરાવેલો તે અઠવાડીઆ સુધી છોકરાંનાં અંગ ઉપર જોવામાં આવતો હતો. આવી બેદરકારી રાખીએ તો ધણી ગમે તેટલું પેદા કરે તોપણ દીસી આવે નહિ. કાલની કોને ખબર છે? કાલે કાંઈ આફત આવે અગર ઘરમાં રળનાર હોય તેનીજ તબીયત બગડી તો પછી કુટુંબની શી દશા થાય? સગાં વહાલાંનાં

ઓશિઆળાં થતાં જઇએ તોપણ કોઈ મદદ કરે નહિ, એ ખાતરી રાખજો. સાદી રીતે જીંદગી ગુજારવાની ટેવ બહુ ઉપયોગી છે. આવી ટેવવાળાં માણસ એકદમ દુઃખી થતાં નથી. ઘરનાં બાળકોને પણ સાદી રીતે રહેવાની ટેવ પડે છે, તેથી ભવિષ્યમાં તેઓ બહુ સુખી થાય છે. રૂક્ષ્મણીબેન, મેં તો તમને મુખ્ય મુખ્ય બાબતો કહી સંભળાવી; પણ જો આપણે ધ્યાન આપીએ, તો ઘરમાં ઘણી ઘણી બાબતોમાં ત્રેવડ કરી શકીએ ત્રેવડ કરવામાં પણ ડહાપણ રાખવાની જરૂર છે. મેં તમને વિવેકસર ખર્ચ કરવાની શિખામણ આપી તે ઉપરથી તમે ગાંડાઈ કરતાં નહિ. તમારા સ્વામીની દવાના ખર્ચમાં કરકસર કરતાં નહિ. ઘર ધોળાવી સાફ કરાવવામાં, ઘરની વસ્તુઓ ચોકખી રાખવામાં અને દૂધ, શાક વગેરે ઉપયોગી ચીજો વાપરવામાં કરકસર કરવાથી લાભને બદલે ઉલટી હાની થાય છે.

રૂક્ષ્મણી—સદ્‌ગુણીબેન, તમે બહુ અમૂલ્ય શિખામણ આપી છે. તમારા બોધની અસર મારા ઉપર અતિશય થઈ છે. ભવિષ્યમાં મારાથી બનશે એટલી ત્રેવડ કરવાને હું ચૂકીશ નહિ, પરંતુ આ પૈસા સંબંધી તમે મને શું કહો છો?

સદ્‌ગુણીબાઈ—બેન, હું ગરીબ છું, પણ કોઇ દિવસ કોઇને ઘેર પૈસા લેવા ગઇ નથી. હું તો મારી જાતમહેનત અને ત્રેવડ ઉપર રહીછું. કોઇની પાસે માગવું ને મરવું એ બંને મારા મનને સમાન છે. હું લખમીલાલ શેઠને ઘેર દાગીના મૂકવા જવાની નથી. તમારી હકીકત સાંભળી મને દયા આવે છે. મેં મહેનત મજુરી કરી રૂપીઆ ૧૦૦) અત્યાર સુધીમાં બચાવ્યા છે. તેમાંથી તમને રૂ. ૫૦) આપું છું. મારે તમારો દાગીનો જોઇતો નથી. તે પાછો લઇ જાઓ.

રૂક્ષ્મણી—હું તમને દાગીનો આપ્યા સિવાય રૂપીઆ લઈ જવાની નથી. આથી મને કરકસર કરવાનું મન થશે. તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે.

સદ્‌ગુણીબાઇના બોધથી રૂક્ષ્મણીની આંખ એકદમ ઉઘડી ગઇ હતી. સ્વામીનો મંદવાડ મટતાં તેણે ચાકરને રજા આપી ને એક બાઇને માત્ર થોડા વખત માટે કામ કરવા રાખી, તથા વિવેકથી ખર્ચ કરવા લાગી. આ સર્વનું પરિણામ એ આવ્યું કે જોતજોતામાં તેની પૈસા સંબંધી ભીડ મટી ગઇ. સદ્‌ગુણીબાઇને રૂપીઆ પાછા આપી દાગીનો પાછો લઇ આવી. ત્રેવડ

ત્રીજે ભાઇ છે, એ કહેવતની તેના ઉપર એટલી બધી અસર થઇ કે પોતે તો હંમેશાં તે પ્રમાણે વર્તતી, એટલુંજ નહિ પણ જ્યારે જ્યારે તે વતનમાં જતી ત્યારે ત્યારે બીજાં બૈરાંને ત્રેવડ કરવાના લાભ સમજાવતી; તથા ખોટી મોટાઇની ખાતર રાખેલો નકામો ખર્ચ કમી કરવા બોધ આપતી.

---

## પ્રકરણ ૧૦મું.

---

### કોઇની મશ્કરી કરવી નહિ.

એક દિવસ કેટલાક છોકરા નિશાળના ઓટલા ઉપર બેઠા હતા. નિશાળના વખતને હજી વાર હતી, તેથી શિક્ષકો આવ્યા નહતા. કેટલાક વિદ્યાર્થીઓ વાંચતા હતા, કેટલાક ગાતા હતા અને કેટલાક રમત ગમત કરતા હતા. એટલામાં જીવણ નામનો એક વિદ્યાર્થી પીછાંપીછાંવાળી ટોપી પહેરીને આવ્યો. એક વિદ્યાર્થીએ જીવણના માથા ઉપરથી તે ઉપાડી લઇ તેની કારીગરી જોવા માંડી. બીજાએ તેના હાથમાંથી તે લઇ લીધી અને એક પીછું પકડી ટોપીને ઝોળા ખવડાવવા માંડયા. મથુર નામના ત્રીજા છોકરાએ તેના હાથમાંથી તે ઝુંટાવીને નિશાળના વંડા બહાર નાખી દીધી. જીવણ તે લેવા દોડયો એટલે પેલા મશ્કરા મથુરે તેનું દફતર સંતાડયું. જીવણ ટોપી લઇ પાછો આવ્યો, અને જુએ છે તો દફતર મળે નહિ. તેણે મથુર પાસે ત્રણ ચાર વાર દફતર માગ્યું પણ તેણે તે આપ્યું નહિ, અને મશ્કરી કરી ઉડાવનારા જવાબ આપવા લાગ્યો. આથી તે મથુર અને તેના સોબતીઓ ઉપર બહુ ચીઢાયો હતો, એવામાં તેના બે દોસ્તદાર આવ્યા, તેમણે તેનો પક્ષ કર્યો; તેથી મામલો રસાકસી ઉપર ચઢી ગયો. બોલાબોલી ઉપરથી મારામારીની તૈયારી થઇ હતી. આ પ્રસંગે સુશીલ ત્યાં આવી ચઢયો. આ તકરાર થવાનું કારણ જાણી લીધા પછી તેણે બધાને શાંત પાડયા, અને મથુર સામું જોઇ કહ્યું, કે તમારી આ રીતભાત સારી નથી. મશ્કરીમાંથી કેવા ભયંકર પરિણામ આવે છે, તેની તમને ખબર નથી. સાંભળો, આ સંબંધી તમને હું એક બે વાતો કહી સંભળાવું છું.

થોડા દિવસ ઉપર પાસેના ગામના પાંચ છ ગરાસીઆ સોદો લેવા આ કસ્બામાં આવ્યા હતા. તેઓ અમારી શેરીમાંથી વાતો કરતા કરતા ચાલ્યા

જતા હતા. તેમણે જાડાં લુગડાં પહેરેલાં હતાં, હાથમાં મોટી મોટી ડાંગો હતી, માથે મોટાં ફાળીઆં બાંધેલાં હતાં અને પગમાં ગામડીઆ બેડોળ જોડા પહેરેલા હતા. તેમનો એવો વેશ જોઈ અમારી પાડોશમાં રહેનાર મદનલાલ નામના છોકરાને તેમની મશ્કરી કરવાનું મન થઇ ગયું. તે કેટલીવાર લગી તો તેમની પાછળ પાછળ તેમની માફક હાથ હલાવતો અને મોટી મોટી ફલંગો મારતો ચાલ્યો, પરંતુ ગરાસીઆ વાતો કરતા ચાલ્યા જતા હતા, તેથી તેમનું લક્ષ તે તરફ ગયું નહિ. મદન આટલેથી સંતોષ પામ્યો નહિ. થોડીવાર આમ ચાલ્યા પછી તે તાળી પાડી ખડખડ હસ્યો, તથા લહેકાં કરી મોં મરડી, વાંકો વળી વળીને તેમને ચાળા પાડવા લાગ્યો. આથી ગરાસીઆ તેની ઉપર ચીઢાયા, અને એકે પોતાના હાથમાંની ડાંગનો ઝપાટો તેને માર્યો. તે તેના લમણામાં વાગવાથી લોહી નીકળ્યું અને તમર ખાઈ નીચે પડ્યો. આ વાત જાણતાં મદનનાં માબાપ તથા સગાંવહાલાં અને પાડોશીઓ લાકડીઓ લઇ દોડતાં આવ્યાં. બંને પક્ષ વચ્ચે ભયંકર મારામારી થઈ. મદનના બાપે ક્રોધના આવેશમાં એક ગરાસીઆને જોરથી લાત મારી. તે તેના પેટમાં વાગવાથી બરોળ ફાટી અને તે તત્કાળ ત્યાંજ મરણ પામ્યો. આ ખબર જાણતાં પોલિસ ત્યાં આવી પહોંચી, અને મદનના બાપને તથા બીજા ગુનેગારોને કેદમાં પુર્યા. બંને પક્ષવાળાએ સામાસામી ફરિયાદો માંડી. બેઉને પુષ્કળ ખર્ચ થયું અને છેવટે મદનનો પિતા તથા બીજા કેટલાક ગુનેગારો કેદમાં ગયા.

વળી હું તમને બીજું એક દ્રષ્ટાંત આપું છું, તે પરથી તમારી ખાતરી થશે કે કોઇપણ પ્રકારની મશ્કરી કરવાની ટેવ સારી નથી. આપણા લોકોમા ઘણાને એવી ટેવ હોય છે કે કોઈ કંઇ વસ્તુ ભૂલી જાય અથવા બેદરકારીથી રઝળતી મૂકે અથવા ખોઇ નાખે, તો તેને ચાનક આપવાની ખાતર મશ્કરીમાં કેટલીકવાર લગી તે સંતાડી રાખે છે, અને પુષ્કળ ફાંફાં મરાવ્યા પછી પાછી આપે છે. આવા બનાવોમાં મશ્કરી કરવા કરતાં ચાનક આપવાનો હેતુ આગળ પડતો હોય છે, છતાં એમાંથી પણ કોઇ કોઇ વખત ખરાબ પરિણામ આવે છે. હું એક વખત પરગામ જાનમાં ગયો હતો. ત્યાં પેલા મગનલાલ વકીલના છોકરાના ગળામાંથી રાતમાં હીરાકંઠી નીકળી ગઇ. એ છોકરાની પાસે એક જવકુંવર નામની બાઈ સુતી હતી, તેના હાથમાં તે આવી. આ બાઇ ચોર નહો તી, પરંતુ છોકરાની માને ચાનક આપવાની ખાતર એ કંઠી લઈ તેણે પોતાના પાકીટમાં રાખી મૂકી. કંઠીની ખોળાખોળ

કેટલોક વખત સુધી ચાલી; પરંતુ તેણે તે પાછી આપી નહિ. એવા હેતુથી કે શોધવામાં વધારે મહેનત પડે, તો ફરીથી તે છોકરાની મા આવી બેદરકારી રાખે નહિ. આવો વિચાર કર્યા પછી તે નદી ઉપર ગઇ. ત્યાં નાહવા ધોવામાં બેએક કલાક નીકળી ગયા. જ્યારે તે પાછી આવી ત્યારે તો વકીલનાં ઘરનાંએ પોલિસના માણસોને લાવી ખડા કરી દીધા હતા, અને જાનનાં માણસોનાં ગાંસડાં પોટલાંની વારાફરતી જડતી લેવાતી હતી. બિચારી જયકુંવર જેવી બહારથી આવી તેવીજ પોલિસને જોતાં બહેબાકળી બની ગઇ, અને શું કરવું તે સૂઝ્યું નહિ. તે પેલા છોકરા પાસે સુતી હતી અને વળી આ જડતીના પ્રસંગે ઘણા વખત સુધી હાજર નહોતી, તેથી સૌને એના ઉપર વહેમ તો આવતો હતોજ. એટલામાં વળી પોલિસે એના પાકીટમાંથી પંચની રૂબરૂ કંઠી કાઢી. તેથી એની કમબખ્તીનો પાર રહ્યો નહિ. પોલિસે તેને ન્યાયમંદિરમાં ઘસડી. ત્યાં તેના ઉપર કામ ચાલ્યું; તેમાં તેને પુષ્કળ ખર્ચ થયું, છતાં તે કેદમાં ગઇ, તેથી જગતમાં તેની આબરૂને કલંક લાગ્યું અને સગાંવહાલાંમાં હલકી પડી

અસલના વખતમાં દ્વારકાના જાદવો પરસ્પરની મસ્કરી કરવામાંથી એટલા બધા લઢી પડયા હતા કે તેમના આખા કુળનો નાશ થયો હતો.

મસ્કરી કરવાથી આવાં વિપરિત પરિણામ આવે છે, તેનાં અનેક દૃષ્ટાંતો તમને આ જગતમાંથી મળી આવશે. મસ્કરા માણસનું કોઇ ઠેકાણે વજન પડતું નથી, સૌ કોઇ તેને ધિક્કારે છે, વહાલામાં વહાલાં માણસો તેનાં દુશ્મન થઇ પડે છે અને તે સૌની આંખે ચઢે છે. મસ્કરીની બીકથી કોઇ તેની આગળ મનનો પડદો ખોલી વાત કરતું નથી, અને સૌ તેની તરફ અવિશ્વાસથી જુએ છે. મસ્કરા માણસને ડગલે ડગલે જુઠું બોલવું પડે છે. જેને સત્ય વહાલું હોય અને સંસારમાં સારા નીકળી આવવું હોય, તેણે કોઇની મસ્કરી કરવાની ટેવ રાખવી નહિ આ બોધની અસર મથુર ઉપર એટલી બધી થઇ કે તેણે જીવણનું દફતર તરતજ પાછું આપી દીધું; એટલુંજ નહિ પણ બે હાથ જોડી તેની ક્ષમા માગી. જીવણે તેને માફી આપી અને સૌ છોકરાએ તે વાત વિસારી મૂકી.



# પ્રકરણ ૧૧મું.

---

## શક્તિ વિચારી કામ કરવું.

એક દિવસ સુશીલ નિશાળેથી છૂટી ઘેર આવ્યો અને પોતાની માતાને કહેવા લાગ્યો કે માજી, નિશાળની મારી પરીક્ષા આજે થઇ ગઇ, તેમાં હું છઠ્ઠા ધોરણમાં ઉપર નંબરે પાસ થયો છું. મારી નિશાળમાંથી કેટલાક છોકરા અંગ્રેજી નિશાળમાં દાખલ થવાના છે, તો મને પણ તમે અંગ્રેજી ભણવા નહિ મૂકો? ચોથા અને પાંચમા ધોરણમાંથી ઘણા છોકરા અંગ્રેજી ભણવા જાય છે, ને મેં તો છઠ્ઠું ધોરણ પસાર કર્યું છે, તેથી હું ત્યાં સારી રીતે નભી શકીશ, એવી મારી પાકી ખાતરી છે.

મા કહે, તું સારી રીતે અભ્યાસ કરી શકે એવો છે, એ સંબંધી મને જરાએ શંકા નથી; પરંતુ તું જાણે છે કે તારા પિતા ગુજરી ગયા છે, તેથી મહેનત મજુરી કરી મહા મુશ્કેલીથી હું આપણું ગુજરાન ચલાવું છું. આમ હકીકત છે; છતાં ચાલ, આપણે બંને તારા મહેતાજી સાહેબ પાસે જઇએ; અને તેઓ જો સલાહ આપે તો હું તને અંગ્રેજી નિશાળમાં મૂકીશ; ને ત્રણ વરસ સુધી તને ત્યાં અભ્યાસ કરાવીશ. આ વાતચીત પછી મા દીકરો બંને મહેતાજીને ત્યાં ગયાં, અને સદ્ગુણીબાઈ મહેતાજીની સલાહ પૂછવા લાગ્યાં.

સદ્ગુણીબાઇ—સાહેબ, મારો સુશીલ અંગ્રેજી નિશાળમાં દાખલ થવા ઇચ્છે છે, એ સંબંધી આપનો અભિપ્રાય શો છે?

મહેતાજી—અંગ્રેજી ભાષામાં ઘણાં ઉત્તમ પ્રકારનાં પુસ્તકો છે; વળી તે રાજ્યભાષા હોવાથી ડગલે ડગલે ઉપયોગી છે. સુશીલની અભ્યાસ કરવાની શક્તિ સારી છે, તેથી એના અભ્યાસ પાછળ ખરચેલા પૈસા ઉગી નીકળશે, માટે સુખેથી એને અંગ્રેજી નિશાળમાં મુકો.

સદ્ગુણીબાઈ—પણ સાહેબ, એના પિતા ગુજરી ગયા છે; ને મારી સ્થિતિ ગરીબ છે. મહેનત મજુરી કરી પરાકાષ્ઠાએ મારૂં ગુજરાન નભાવું છું. એના પિતાને મરી ગયે દશ વરસ થયાં છે, એટલી લાંબી મુદતમાં મેં દુઃખેપાપે ૧૦૦) રૂપીઆ એકઠા કર્યા છે. એટલા પૈસા હું એના અભ્યાસ પાછળ ખરચી શકીશ. એ કરતાં વધારે ખરચવાની મારી શક્તિ નથી. વળી

મારો સ્વભાવ એવો છે કે ગમે તેવું કારણ હોય તો પણ કોઇની પાસે કાંઇ માગવું નહિ. મારા મનથી માગવું અને મરવું બંને સરખાં છે, માટે તમે કહો તેમ કરૂં.

મહેતાજી—તમારી હકીકત સાંભળી મારો વિચાર બદલાયો છે. આ આપણા શહેરમાંજ અંગ્રેજી નિશાળ છે, તેથી એટલી રકમમાંથી તમે સુશીલને માત્ર ત્રણ કે ચાર ધોરણ સુધી અંગ્રેજી અભ્યાસ કરાવી શકશો. પણ એટલા અભ્યાસથી એનામાં અંગ્રેજી લખવાની, બોલવાની કે વાંચવાની શક્તિ આવશે નહિ. જો ઓછામાં ઓછું છ કે સાત ધોરણ સુધી અંગ્રેજી શીખવો તોજ એ શક્તિ સાધારણ આવે છે. આપણા લોકો ઘણીવાર મૂર્ખાઇ કરે છે. પોતાની નાણાં સંબંધી શકિતનો તેમજ છોકરાની મગજશકિતનો વિચાર કર્યા વગર તેને અંગ્રેજીમાં ધકેલી મૂકે છે; અને એ ત્રણ કે ચાર ધોરણનો અભ્યાસ કરાવી ઉઠાડી લે છે, એટલે ધંધામાં પડયા પછી થોડી મુદતમાં જે નજીવું જ્ઞાન મળ્યું હોય તે જતું રહે છે ને તેના સંસ્કાર તો શું પણ થોડા ઘણા શબ્દોનું ભંડોળ પણ રહેતું નથી. પરિણામ એ આવે છે કે છોકરાને અંગ્રેજી કે ગુજરાતી એકે ભાષાનું સારૂં જ્ઞાન મળતું નથી. અહીંની અંગ્રેજી નિશાળમાં પાંચમા ધોરણ સુધી શીખવાય છે, તેથી છઠ્ઠું ને સાતમું ધોરણ શીખવાને તમારે સુશીલને બીજેના શહેરમાં મૂકવો પડશે. ત્યાં તમારે નિશાળની ફી ઉપરાંત વીશી ખરચ આપવું પડશે. હવે જ્યારે તમારી નાણાં સંબંધી સ્થિતિ સારી નથી, ત્યારે તેને ગુજરાતી સાતમું ધોરણ પુરૂં કરાવી ખાનગી ધંધે વળગાડવો, એવી મારી સલાહ છે.

સદ્‌ગુણીબાઇને આ સલાહ પસંદ પડી, તેથી સુશીલને તેણે એક વરસ વધારે અભ્યાસ કરાવી સાતમું ધોરણ પુરૂં કરાવી એક ધનરાજ નામના કાપડના વેપારીને ત્યાં માસિક રૂ. ૪)ના પગારથી ગુમાસ્તા તરીકે મૂકયો.

હવે સુશીલ વિદ્યાર્થી મટી સંસારી બન્યો. ધનરાજને ત્યાં કાપડનો વેપાર હતો. તે સુતર લાવી ખત્રી લોકોને આપતો; ને બ્રહ્મદેશના બરનું કાપડ વણાવી રંગુન ચઢાવતો. વખારમાંથી સુતર લઇ જઇ ખત્રી લોકોને આપવાનું, ખત્રી લોકો જે વણાટ તૈયાર કરી આપે તે લાવી વખારમાં ગોઠવવાનું તથા માલ પરદેશ ખાતે ચઢાવવાનું કામ શેઠે સુશીલને સોંપ્યું હતું. વળી ખત્રી લોકો સુતરમાં ભેગ ન કરે અને માલ ન બગાડે તે

ઉપર દેખરેખ રાખવાનું કામ પણ તેનુંજ હતું; તેથી ઘણો વખત તેને ધ્યાનપૂર્વક જોવાની ટેવ પડી. તેના ચંચળ મનને નિરુદ્યમી થઇ બેસી રહેવું ગમતું નહિ. જ્યારે ખત્રી લોકો વણવાનું કામ કરતા, ત્યારે તે કામ ઉપર બહુ ધ્યાન આપતો; ને કેટલીક વાર તો ખત્રીની જગા ઉપર પોતે બેસતો; અને શાળ ચલાવતો. આમ કામ કરતાં કરતાં આઠેક મહીનામાં તો તેનો મહાવરો બહુ વધી ગયો. આ કારખાનામાં એક સુંદર નામનો લુલો ખત્રી બહુ હોશિયાર કારીગર હતો. સુશીલના સારા આચરણ જોઇ તેના તરફ તે બહુ પ્રીતિ રાખતો. આ ખત્રીએ એક નવી જાતની શાળ શોધી કાઢવા ઘણા વરસથી પ્રયત્ન આરંભેલો હતો. આ શાળની અંદર તેણે એવી યુક્તિથી સાંચાઓ ગોઠવેલા હતા કે એક માણસ દશ માણસનું કામ કરી શકે. હજી આ પ્રયત્ન પૂર્ણ થયો ન હતો. તેમાં ઠામ ઠામ મુશ્કેલીઓ આવી પડતી હતી. હવે આ યંત્રની તમામ રચના સુંદરે સુશીલને બતાવી ને જે જે અડચણો આવી પડતી, તે ખસેડવા સંબંધી વિચાર કરવાનું કામ તેને સોંપ્યું. સુશીલે એ અડચણો દૂર કરવા સંબંધી ઘણા દિવસો સુધી વિચારો કર્યા. એક યુક્તિ શોધી કાઢી સુંદર જોડે મળી તે અમલમાં મૂકે ને તેમાં ન ફાવે એટલે બીજી યુક્તિ શોધી કાઢી તે પ્રમાણે શાળમાં ફેરફાર કરાવે. આમ કરતાં કરતાં લાંબી મુદતે તેઓ તેમાં ફાવ્યા. તે બંનેએ મળી ધનરાજ શેઠની મદદથી આ નવી જાતની શાળો ઉભી કરવા વિચાર ધાર્યો પણ એટલામાં સુંદરને પક્ષાઘાત થયો. તેની સ્થિતિ દિવસે દિવસે બગડવા માંડી. જ્યારે તેને એમ લાગ્યું કે હવે હું બચવાનો નથી, ત્યારે પોતે જન્મકુંવારો હોવાથી પોતાની મિલ્કતનું મૃત્યુપત્ર કરી સગાંવહાલાંને તે આપી દેવાની વ્યવસ્થા કરી. આ અણી વખતે તે પોતાના વહાલા સુશીલને ભૂલ્યો નહિ. તેણે વિચાર્યું કે આ નવી શાળની રચના સુશીલ સિવાય બીજાની જાણમાં નથી. અને વળી તે ગરીબ છે ને મને એ તૈયાર કરવામાં એણે બહુ મદદ કરી છે, માટે તે બિચારો રળી ખાશે. એમ ધારી પોતાના મરણ અગાઉ તે શાળ તેણે સુશીલને આપી દીધી.

સુશીલ બહુ ભલો ને મોટા મનનો હતો. આ નવી શાળ પ્રાપ્ત થઇ એમાં પ્રતાપ શેઠનોજ છે. એમ તે ધારતો હતો; તેથી તમામ હકીકત શેઠને જણાવી નવી જાતની શાળો તૈયાર કરાવવા વિનંતી કરી. વળી તે સાથે એમ પણ જણાવ્યું કે નવી જાતની શાળની રચના હું જાણું છું. જો કે હજી તે

અજમાયશમાં મૂકી નથી; પરંતુ મારી પાકી ખાતરી છે કે તેમાં મોટી ફતેહ મળશે. શેઠ જાતે વૃદ્ધ થયા હતા, અને કંઇ છૈયુંછોકરૂં નહોતું. તેથી તથા નવી જાતની શાળમાં કદાચ ફતેહ ન મળે તો ખરચેલા પૈસા જતા રહે. એવા વહેમથી તેમણે એ કડાકુટમાં પડવાની ચોકખી ના કહી. વળી તેણે જણાવ્યું કે તું જુવાન છે અને એ શાળની રચનાની તને ખબર છે તો તું સુખેથી ધંધો ચલાવ. તારી સારી રીતભાતથી તથા નીમકહલાલીથી હું બહુ પ્રસન્ન થયો છું સુખેથી કાપડ તૈયાર કરાવ. હું તે કાપડ વેચવામાં બનતી મદદ આપવો ચૂકીશ નહિ.



## પ્રકરણ ૧૨મું.

### પારકી આશ સદા નિરાશ.

સુશીલ હવે પોતાના નવા ધંધાની યોજના ઉપર ક્ષણે ક્ષણે વિચાર કરવા લાગ્યો. નવી બનાવેલી શાળ માત્ર નમુના રૂપ હતી. તેમાં લક્કડ કામ સારૂં નહોતું. એ શાળ ઉપર કાપડ વણવાનું કામ શરૂ થવાથી થોડી મુદતમાંજ તે ખરાબ થવા સંભવ હતો. આ હેતુથી તેને નમુનારૂપ રહેવા દઇ તે ઉપરથી બીજી સારા અને મજબુત લાકડાની શાળ તૈયાર કરવાની હતી; પરંતુ તે તૈયાર કરવામાં, સુતર ખરીદવામાં, તૈયાર થએલું કાપડ પરદેશ ચઢાવવામાં તથા વણાટ કામ માટે જે માણસો રોકવામાં આવે તેમને પગાર આપવામાં, નાણાંની જરૂર ક્ષણે ક્ષણે પડશે, એમ તેને લાગ્યું. આ સર્વ હકીકત વીગતવાર તેણે પોતાની માતાને જણાવી; અને તે સાથે નાણાં મેળવી આપવા વિનંતી કરી. માતાએ જવાબ આપ્યો કે મેં તો જીંદગી ધરીને કોઇની પાસે એક પાઈ માગી નથી અને માગવાની પણ નથી. હું મારો ટેક નહિ મૂકું.

સુશીલ કહે માજી, ત્યારે હું કદાચ આપણાં સગાંવહાલાંમાં કેટલાક ધનવાન છે, તેમની પાસે જઇ ખરી હકીકત જણાવી નાણાંની માગણી કરૂં, તેમાં તમને કાંઇ અડચણ છે?

મા કહે ભાઇ, મને અડચણ તો નથી; પણ ખાતરી રાખજે કે પારકી આશ સદા નિરાશા ભરેલી હોય છે.

સુશીલને હજી દુનિયાનો અનુભવ થયો નહોતો; તેથી પોતાની ધંધા

સંબંધી ધારણા પાર પાડવા સારૂ નાણાં માગવા માટે પ્રથમ તે પોતાના માસા પાસે ગયો. તેના માસાએ બધી હકીકત સાંભળી લઇ જવાબ આપ્યો કે ત્રણ ચાર દિવસ અગાઉ આવ્યો હોત તો સારૂં થાત. મારે ગામડામાં ધીરધારનો ધંધો છે. હાલ કાપણીની મોસમ હોવાથી લોકોને પૈસા ધીરવા પડયા છે, જેથી ઘરમાંના તમામ રૂપીઆ અપાઇ ગયા છે; એટલુંજ નહિ પણ પાડોશીના રૂપીઆ ૨૦૦) ઉછીના લેવા પડયા છે. લાચાર છું, પાસે હોત તો તમને ના કહેત નહિ.

આ પછી સુશીલે પોતાના શેઠને ત્યાં નાણાં માગવા સારૂ જવાને માટે વિચાર કર્યો. પરંતુ શેઠ વહેમી છે તેથી ના કહેશે એમ ધારી પોતાના પિત-રાઈ મામા પાસે જઇ તેણે બધી હકીકત તેમને નિવેદન કરી, રૂ. ૫૦૦) થી ૭૦૦) સુધીની માગણી કરી. મામા સુશીલની સ્થિતિથી સારી રીતે માહીત-ગાર હતા, તેથી મનમાં વિચારવા લાગ્યા કે છોકરો હજી નાદાન છે. કદાપિ ધંધામાં ન ફાવ્યો તો વિના કારણે રૂ. ૬૦૦) ૭૦૦) ના ખાડામાં ઉતરીશું. એની પાસે મિલ્કત પણ નથી કે જેમાંથી આ રકમ પાછી લઇ શકાય. આ સર્વનો બાબતોનો વિચાર કરી મીઠે મોઢે જવાબ આપ્યો કે ભાઇ, સટ્ટાના ધંધાને લીધે હવણાં મારો હાથ ભીડમાં ચાલે છે. તારા સાહસને ઉત્તેજન આપવા જેવું છે, પણ નિરુપાયે ના કહેવી પડે છે.

સુશીલ ત્યાંથી પોતાના મિત્ર પાસે ગયો. તેણે જવાબ આપ્યો કે હજી તું બાળક છે. તને સંસારનો અનુભવ નથી. આટલા બધા વણકર લોકો આ શહેરમાં રહે છે તેમાં કોઇને સૂઝયું નહિ, અને તનેજ આ નવી હીકમત હાથ લાગી ગઇ એ મને તો અસંભવિત લાગે છે. તું ફાવવાનો નથી. કરતો હોય તે કર. ખરી નિષ્ઠાથી શેઠની નોકરી કર, એટલે એ તારા પગારમાં વધારો કરી આપશે અને મા દીકરો સુખેથી પેટ ભરશો. આવા શેખચલ્લીના જેવા વિચારો પડતા મૂક, નહિતો ખરાબ થઇશ. રહેવાને નાનું સરખું છાપરૂં છે તે પણ ગુમાવી બેસીશ. તારા ભલાની ખાતર તારા આ તરંગી વિચારોમાં મદદ કરવા હું ચોકખી ના કહું છું.

સુશીલની આ નવી જાતનો ધંધો કરવા સંબંધીની લાગણી એટલી બધી પ્રબળ થઇ ગઈ હતી કે તેણે આવા નિરાશા ભરેલા જવાબોને ગણકાર્યા નહિ; અને છેવટની અજમાયશ તરીકે પોતાના એક ગૃહસ્થ પિત-રાઇ કાકાની પાસે જઈ રૂ. ૫૦૦) ૭૦૦) ધીરવા અરજ કરી. કાકો જમાનાનો ખાધેલો હતો. પૈસા સંબંધી બાબતમાં એવો ચુસ્ત હતો કે પોતાના દીકરાનો પણ

ભરોસો કરે નહિ; તો પછી પિતરાઇના દીકરાને નાણું ધીરે એ આશા તો આકાશકુસુમવત્ હતી. કાકો—કાંકરીઆની પાળનો કાકો, ભવાં ચઢાવી મોં ફેરવી બોલ્યો કે સગા સંબંધીમાં અમે ધીરધાર કરતા નથી. પૈસાની લાલચથી કાકા કાકા કહેતો હોય તો હવેથી ન કહીશ. સંસાર સૌ સ્વાર્થનો સગો છે. હજી ઉગીને બહાર નીકળ્યો નથી, તે પહેલાં તો ભાઇને ધન-વાન થઇ જવું છે! જા જા કરતો હોય તે કરી ખા. શી મિલ્કત ઉપર નાણું માગવા આવ્યો છે?

ડોસાનાં આ વચન સાંભળી ભલો સુશીલ ચકિતજ થઈ ગયો. આંખમાં ઝળઝળીઆં આવીગયાં. ને 'પારકી આશ સદા નિરાશ' એ કહેવત જે એની માતાએ એને કહી હતી તે તરતજ યાદ આવી. રાત દિવસ જેને નવા ધંધા સંબંધી વિચારો આવતા, તેનો ઉત્સાહ નિરાશામાં બદલાઈ ગયો. તેને રાત દિવસ ઉંઘ આવતી નહોતી. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી શોક કર્યા પછી એક વખત સદ્‌ગુણીબાઇ નિરાંતે બેઠાં હતાં, તેમની પાસે સુશીલ જઇ બેઠો અને નાણું માગવા જતાં જે જે નિરાશા ભરેલા જવાબો મળ્યા હતા, તે સઘળા માતાને કહી સંભળાવ્યા અને તે સાથે પોતાની માતાને કહ્યું કે જો તમે મને નાણાં સંબંધી મદદ કરો તો હું મારૂં કામ ઉત્સાહથી ચલાવું.

સદ્‌ગુણીબાઇ કહે, તું જાણે છે કે આપણી સ્થિતિ ગરીબ છે. મહેનત મજુરી કરીને મેં માત્ર ૧૦૦ રૂપીઆ આજ સુધીમાં બચાવ્યા છે. આ ઉપરાંત એક દાગીનો રૂ. ૧૫૦) ની આસપાસની કિંમતનો છે, પણ તે તો એટલા માટે રાખેલો છે કે સુખેદુઃખે કે માંદેસાજે અણીને વખતે કામ આવે. આ સિવાય મારી પાસે બીજું કાંઇ નથી.

સુશીલ કહે, જો તમે મને આ દાગીનો વેચીને જે રૂપીઆ ઉપજે તે, તથા રૂપીઆ સો તમારી પાસે છે તે, તેમજ લગભગ રૂ ૭૫) મારા પગારના જે શેઠને ત્યાં ચઢેલા છે તે. લાવી આપો તો હું ધનરાજ શેઠને મળું; અને જે દરથી ખત્રી લોકોને વણવા માટે સુતર આપે છે તે ભાવે મને આપે તો સુથારને મળીને રૂ. ૩૦૦) માં બની શકે એવી નાના પાયાપરની આ નવી ઢબની શાળ તૈયાર કરાવું. માજી તમે ખાતરી રાખજો કે હું આ નવી શાળમાં ફતેહ પામીશ દૈવયોગે કદાચ નિષ્ફળ નીવડીશ; તો સુંદરની જુની ઢબની શાળ ખાલી પડી છે, તે ભાડે લઇ તે ઉપર કામ કરી રોજ

આઠ આના તો અવશ્ય પેદા કરીશ; અને તમારી પાસેથી લીધેલા રૂપીઆ જોતજોતામાં પાછા આપી દઈશ હું બ્રાહ્મણ થઈને વણકરનો ધંધો કરૂં તેથી લોકો પ્રથમ તો મને હસશે, પણ હું તેની દરકાર કરતો નથી. લોકો ભલેને ગમે તે કહે. 'સુખે રહેવું અને ભૂખે મરવું' એ ખરેખરી મૂર્ખાઈ છે. આ કહેવત તમે મને મુળથી કહેતાં આવ્યાં છો, તે હું ભૂલ્યો નથી.

સદ્ગુણીબાઈને પુત્રના વચન ઉપર વિશ્વાસ હતો. તેણે સુશીલની માગણી કબુલ કરી એટલે તે શેઠને મળ્યો. સુશીલની માગણી પ્રમાણે સુતર આપવામાં તેમને જરા પણ અડચણ નહોતી તેથી તેમણે હા કહી. આ ઉપરથી સુશીલ શાળોના કારખાનાનું કામ જે મીસ્રી કરતો હતો તેને મળ્યો, ને તેને નમુનો બતાવી તે પ્રમાણે રૂ. ૩૦૦) ની અંદર એક શાળ તૈયાર કરાવી શેઠને ત્યાંથી સુતર લાવી જાતેજ વણવાનું કામ કરવા લાગ્યો. આ નવી શાળથી તે ઝડપથી અને સારો માલ તૈયાર કરવા લાગ્યો. આથી તેને દરરોજની રૂ. ૨) મજુરી પાડવા લાગી. આ જોઈ સદ્ગુણીબાઈના આનંદનો પાર રહ્યો નહિ. છોકરો રળીને જે લાવે તે સઘળી રકમ જુદી રાખતી. આથી બે વરસમાં તેની પાસે લગભગ રૂ. ૧૫૦૦) ની મુડી એકઠી થઈ. જેમ જેમ પૈસા એકઠા થતા ગયા તેમ તેમ સુશીલનો કામ કરવાનો ઉત્સાહ પણ વધતો ચાલ્યો. આ મુડીમાંથી તેણે એક મોટા પાયા પર નવી ઢબની શાળ ઉભી કરી અને જુની શાળ ઉપર ખત્રી રોકી પોતે નવી શાળ ઉપર કામ કરવા લાગ્યો. દોઢેક વર્ષ આ પ્રમાણે કામ ચાલ્યું એટલે તેની પાસે સારી રકમ એકઠી થઈ. માલ એવો સફાઈબંધ ને સારો નીકળતો કે સુશીલના કારખાનાના માલની માગણી રંગુનથી ઉપરાઉપરી આવવા લાગી. હવે શેઠે પોતાની વૃદ્ધ અવસ્થાને લીધે તથા સંતાન ન હોવાથી ધંધો બંધ કર્યો. સુશીલે શેઠની રજા લઈ પોતાની પદરથી સુતર ખરીદી માલ બનાવી રંગુનના આડતીઆ ઉપર મોકલવા માંડ્યો. આથી સુશીલને એટલો બધો નફો થવા લાગ્યો કે થોડી મુદતમાં બીજી દશ શાળો મોટા પાયા પર ઉભી કરી. હવે સુશીલે તમામ કામ કારીગરો પાસે કરાવવા માંડ્યું અને પોતે સુતર ખરીદવામાં, માલ પરદેશ ચઢાવવામાં, તથા કારીગરો ઉપર દેખરેખ રાખવામાં પોતાનો ઘણો વખત ગાળવા લાગ્યો અને હિસાબ રાખવાનું કામ પણ જાતે કરવા માંડ્યું.

# પ્રકરણ ૧૩ મું.

## ખોટા વહેમો, જુગાર તથા ખુશામતથી દૂર રહેવું. કંજુસાઇ કરવી નહિ.

પોતાના કારખાનામાં કામ કરતા કારીગરો પાસેથી કેમ કામ લેવું તે સુશીલ સારી રીતે સમજતો હતો. એમની સાથે તે બહુ માયાળુપણે વર્તતો પોતાના કુટુંબના જેવા માણસો ગણીને તે તેમની તરફ અત્યંત પ્રીતિ ને મમતા રાખતો. કારીગરોમાંથી કોઇ માંદો પડે તો સુશીલ જાતે દાક્તરને તેડવા જતો, તથા દવા લઇ આવી પાતો અને રાત દિવસ હાજર રહી બીજા ઉપચારો કરતો. એક વખત તેના કારીગરોના મહોલ્લામાં લાહ્ય લાગી. આ વાતની ખબર પડતાં સુશીલ પવન વેગે ત્યાં દોડયો, અને જોયું તો પોતાના કારીગરોમાંના બે જણનાં ઘર બળતાં દીઠાં. એક કારીગરનાં બૈરી છોકરાં ઘરમાં રહી ગયાં હતાં તેથી આસપાસનાં માણસો શોરબકોર કરી રહ્યાં હતાં. સુશીલને આ વાતની ખબર પડતાં એક પાડોશીના ઘરમાં જઈ જાતે નિસરણી ઉંચકી લાવ્યો અને તેને પછીતની બારીએ મૂકી ઉપર ચઢયો; પરંતુ તે અંદરથી વાસેલી હતી, તેથી એક બે બીજા માણસની મદદ લઈ તે તોડી પાડી અને અંદર રહી ગએલા તમામ માણસોને ગભરાયા સિવાય એકે એકે સાવચેતીથી બહાર કાઢયાં. પછી તે પોતાના કારીગરો પાસે ગયો, અને તેમને જણાવ્યું કે તમારાં ઘરનાં તમામ માણસોને સહીસલામત બહાર કાઢયાં છે. તમે ગભરાશો નહિ. મારાથી બનશે એટલી નાણાં સંબંધી મદદ પણ હું તમને આપીશ. આવી રીતે દિલાસો આપી લાહ્ય ઓલવાયા પછી તેમના સામાનની વ્યવસ્થા કરી સુશીલ બંને કારીગરોને તથા તેમનાં કુટુંબનાં માણસોને આગ્રહપૂર્વક પોતાને ઘેર તેડી ગયો અને જાણે તેઓ પોતાનાં કુટુંબનાં માણસો હોય તેમ તેમની સાથે માયાથી વર્તવા લાગ્યો. એટલુંજ નહિ પણ બીજે દિવસે એણે કડીઆ સુથારને બોલાવી બળી ગએલાં ઘર નવેસરથી કરાવવાનો આરંભ કર્યો. ઘર પુરાં થતાં એકાદ માસ લાગે એમ હતું, તેથી બંને કારીગરોએ ઘર ભાડે લઇ તેમાં રહેવા જવાને માટે ઇચ્છા દર્શાવી. પણ સુશીલે તેમને જવા દીધા નહિ. જ્યારે ઘર નવેસરથી પૂર્ણ થયાં અને તેમાં ખુરશી રાચરચીલું વસાવ્યું ત્યારેજ સુશીલે આ બંને કુટુંબોને તેમાં રહેવા જવાની રજા આપી. થોડા દિવસ વીત્યા પછી આ બંને કારીગરો ઘર બંધાવતાં થએલા ખર્ચનો દસ્તાવેજ કરી આપવાને પોતાની મરજીથી સુશીલ પાસે આવ્યા. સુશીલની પૈસા સંબંધી સ્થિતિ હજી

બહુ ઉત્તમ પ્રકારની થઇ નહોતી, તોપણ તેણે આ પ્રસંગે બહુ મોટું મન દેખાડયું. તેણે આ બંને કારીગરોને ખુલ્લેખુલ્લું જણાવી દીધું કે થએલા અર્ધનો ચોથો ભાગ તો હું માંડી વાળવાનો છું, અને બાકી રહેલી રકમ પેટે દસ્તાવેજ કરી આપવાની જરૂર નથી. પરંતુ જો તમારી સ્થિતિ સુધરે તો ધીમે ધીમે એ રકમ મુદ્દલે મુદ્દલ પાછી આપજો. આ દેવું પુરૂં થતાં લગી હું તમને સવાયો પગાર આપીશ. વધારાનો પગાર તથા મૂળ પગારમાંથી જો કંઈ પણ બચે તો તે આ દેવા પેટે આપજો. સુશીલનું આવું મોટું મન જોઇ સઘળા કારીગરો આશ્ચર્યચકિત થઇ ગયા.

સુશીલના પરિચયથી તેના અજ્ઞાન કારીગરવર્ગને બહુ લાભ થયો હતો. ભૂતપ્રેત, ઝોડઝપટ, મંત્રજંત્ર, મુઠચોટ, વગેરે વહેમો કારીગર વર્ગમાં ઘર ઘાલીને બેઠા હતા. જો કોઇ સાજું માંદું થાય અગર મરણ પામે તો આ અભણ અને અજ્ઞાન લોકો તરતજ એમ માની લેતા કે ધંધાની અદેખાઇથી કોઇએ કામણટુમણ કર્યાં છે. તેઓ દવા કરવાને બદલે ભુવાને બોલાવી અનેક ગાંડા ઉપાયો કરી પૈસાની ખરાબી કરતા તથા જે માણસના ઉપર વહેમ આવતો હોય તેના ઉપર હરકોઇને વેર લેવાનો પ્રયત્ન કરતા. આ ઉપરાંત કારીગર વર્ગ અનેક દુર્વ્યસનોનો ભોગ થઇ પડયો હતો જેના પરિણામે તેમનું જીવન અને તેમની સ્થિતિ દયાજનક હતાં; પરંતુ સુશીલના સતત ઉપદેશને લીધે તેના કારીગરો વહેમ અને વ્યસનથી મુક્ત થયા હતા. અને તેથી તેમની સ્થિતિ દિવસે દિવસે સુધરતી જતી હતી.

એક વખતે ખત્રી લોકોના મહોલ્લામાં એક કિમિયાગર આવી ચડયો. તેણે જોગીનો વેશ ધારણ કરેલો હતો, અને અનેક ઢોંગ કરી આ અજ્ઞાન કારીગરોનો બહુ વિશ્વાસ મેળવ્યો હતો. ખત્રી લોકો એને પવિત્ર માની રોજ સીધાં આપતા અને જમાડતા. આ પ્રમાણે થોડા દિવસ વીત્યા પછી આ ઢોંગી બાવાજીએ કેટલાક ખત્રી લોકોના દેખતાં પોતાની ઝોળીમાંથી એક રૂપાનો કડકો કાઢયો, અને પછી કોઇપણ પ્રકારની વનસ્પતિનાં પાંદડાંનો રસ તેના ઉપર ચોપડી ચલમમાં મૂકી ચલમ સળગાવી. ચલમ પી રહ્યા પછી તેણે તે એક ઠેકાણે ઠાલવી, અને એક કારીગરના હાથમાં ચીપીઓ આપી કહ્યું કે બચ્ચા, જા અને અંદરથી જે નીકળે તે લાવ. બધા ખત્રી લોકોના દેખતાં તે ચલમના અંગારામાંથી સોનાનો કડકો લઇ આવ્યો. ભોળા અને અજ્ઞાન ખત્રી લોકો આ બનાવ જોઇને આશ્ચર્યચકિતજ થઇ ગયા. હવે

તેઓ લોભને વશ થઇને બાવાજીને કાલાવાલા કરવા લાગ્યા કે કૃપા કરીને અમને સોનું બનાવી આપો.

બાવાજી—મારાથી એ કામ બની શકશે નહિ. કેમકે મારા ગુરુએ મને ના કહી છે. મને ગુરુનો હાથો પ્રાપ્ત થયો છે તે જણાવવાની ખાતરજ મેં આ કિસ્સો તમારી રૂબરૂ કરી દેખાડયો છે, બાકી હું કોઇ દિવસ આવા ચમત્કારો કરી દેખાડતો નથી. આવી રીતે બનાવેલું સોનું અમારે તો કથીર સમાન છે. ના છુટકે બીજાને બનાવી આપીએ તો નભે. પરંતુ અમારા પોતાના લાભની તરફ નજર કરીએ તો આ કિસ્સો તદ્દન નિરુપયોગી છે, એ ખાતરી રાખજો.

સોનું બનાવી આપવા માટે ખત્રી લોકો જેમ જેમ બાવાજીને વધારે વિનંતી કરતા ગયા, તેમ તેમ બાવાજીના પગમાં વધારે જોર આવતું ગયું, અને પુષ્કળ ઢોંગ સાથે આનાકાની કરવા લાગ્યા. ખત્રી લોકોએ આ વાત હવે મુલતવી રાખી; અને બાવાજીની ખુબ ચાકરી કરવા માંડી તથા પાકાં સીધાં આપવાં શરૂ કરી દીધાં. દશેક દિવસ પછી વળી ફરીને ખત્રી લોકોએ બાવાજીના કાલાવાલા કરવા માંડયા. આ વખતે બાવાજીએ કંઇએક કાન દાબ્યા; પણ હજી પુરેપુરી હા કહી નહિ. વળી એક અઠવાડીઆ પછી જ્યારે ફરી ખત્રી લોકોએ કાલાવાલા કરવા માંડયા, ત્યારે પુષ્કળ આનાકાની સાથે બાવાજી મહારાજે રૂપાનું સોનું કરી આપવા કબુલ કર્યું; અને તે સાથે એમ પણ જણાવ્યું કે રૂપાની સાથે અમુક પ્રમાણમાં સોનું મેળવીશું તો બહુ ઉત્તમ પ્રકારનું સોનું બનશે. વળી તમારી એકેક જણની જુદી ભઠ્ઠી મૂકવાની મને બહુ મહેનત પડશે. માટે જો તમે બધા એકઠા સાથે રૂપું ને સોનું લાવો તો મને બહુ સવડ ભરેલું થઇ પડશે. ભોળા ને અજ્ઞાન ખત્રી લોકોએ આ વાત સાચી માની. લોભને વશ થઇ લગભગ પાંચેક ખત્રી લોકોએ બાવાજી મહારાજને રૂપું અને સોનું લાવી આપવાની તજવીજ કરવા માંડી. આ પાંચમાંથી બે માણસો સુશીલના કારખાનામાં કામે જતા હતા. તેમની પાસે રૂપું જોઇએ તેટલું નહોતું, તેથી સુશીલ પાસે જઇ રૂપીઆ વ્યાજે લાવી તેનું રૂપું ને ચાંદી ખરીદી બાવાજીને આપવાનો નિશ્ચય કરી તેઓ સુશીલ પાસે ગયા. સુશીલે તેમની બધી વાત સાંભળ્યા પછી જવાબ આપ્યો. એ માણસ બાવો નહિ, પણ ધુતારો હોવો જોઇએ. તમને એ જરૂર ઠગી જશે. સોનું એ તત્ત્વ છે, તેથી કોઇપણ વસ્તુની મેળવણીથી

એ બનતુંજ નથી. અત્યાર સુધીમાં કોઇ સોનું બનાવી શક્યુંજ નથી. સોનું બનાવી આપવાની વાત કરે તે સઘળા ધુતારા છે. આવી રીતે આ જગતમાં હજારો માણસો ઠગાયા છે. તમે ભૂલેચુકે પણ આ વાત સાચી માનશો નહિ. ત્રણેક વરસ ઉપર એક ધુતારો સોનું બનાવી આપવાની લાલચમાં નાખી મારા એક પાડોશીનું ઘરેણું અને રોકડ મળી રૂ. ૨૦૦૦) ની મતા ચોરી ગયો છે. માટે છાનામાના ઘેર જાઓ અને આવા બાવાજીનો ભરોસો કરશો નહિ, તેને કંઇ આપશો નહિ તથા તેની પાસે જશો નહિ જે કોઇ આ બાવાજીના ફંદામાં ફસાશે તે અવશ્ય ઠગાશે અને ભીખ માગતો થઇ જશે જો એને સોનું બનાવતાં આવડે છે, તો પછી આમ ભીખ માગીને શા માટે ખાય છે? સોનું બનાવી વેચીને તે પૈસા વડે મહેલ બંધાવતાં તથા ગાડી ઘોડા દોડાવતાં એને નથી આવડતું?

એક કારીગર—એના ગુરુએ એને એ કિસ્સો શીખવ્યો છે, પણ એવી શરતે કે એણે સોનું બનાવવું નહિ.

સુશીલ— જ્યારે સોનું બનાવવું નહિ એવી ગુરુની આજ્ઞા છે, ત્યારે તમારી રૂબરૂ એણે ગુરુની આજ્ઞાનો ભંગ કરી સોનું કેમ બનાવ્યું? વળી જ્યારે ગુરુની ઇચ્છા એવી હતી કે ચેલાએ સોનું બનાવવુંજ નહિ તો પછી ચેલાને એ હુન્નર શીખવવાની જરૂર શી હતી? તમારે કોઇ બીજા અગત્યના કામ સારૂ રૂપીઆ જોઇતા હશે તો હું સુખેથી આપીશ, પણ આ કામ માટે તો હું તમને એક પાઇ પણ નહિ આપું; એટલુંજ નહિ પણ હું તમને ભલામણ કરૂં છું કે તમે બીજા કોઇની પાસે પણ નાણાં માગવા જતા નહિ તમે આ રસ્તે ચઢશો તો ખરાબ ખુવાર થઇ જશો. ચલમમાં તમારા દેખતાં રૂપાનો કડકો મુકયો હશે, અને પછી તમારી નજર ચુકવીને રૂપાનો કડકો કાઢી લઇ તેની જગાએ સોનાનો કડકો મૂકયો હશે અથવા બીજી રીતે કંઇ પણ ગોટાળો કર્યો હશે, એ ખાત્રી રાખજો.

સુશીલના કારીગરો સુશીલને દેવ જેવો ગણતા હતા, અને તેના વચનો ઉપર તેમને પુર્ણ શ્રદ્ધા હતી, તેથી ગમે તેમ થાય તો પણ આ કામમાં પડવું નહિ એવો નિશ્ચય કરી તેઓ ઘેર ગયા અને ફરીથી બાવાજી પાસે ગયાજ નહિ.

કિમિયાગર બહુ ચાલાક હતો. થોડા વખતમાંજ તે સમજી ગયો કે એ માણસોને કોઇએ ફેરવી નાખ્યા છે, અને જો હવે ઢીલ થશે તો બીજા

બાણુસો પણ વખતે ફરી જશે. માટે જે ભક્ષ હાથમાં આવે તે લઇ અગિઆરા ગણવામાંજ લાભ છે. આવા વિચારથી તેણે મોહન નામના ખત્રીને હાથપર લીધો, અને તેને તથા તેના ભાઇને ફસાવ્યા. આ બંને ભાઇઓએ પોતાના ઘરમાં સોના રૂપાના જેટલા દાગીના હતા તેટલા બધા બાવાજીની સમક્ષ રજુ કીધા, એટલુંજ નહિ, પણ પાડોશી પાસેથી રૂપીઆ ઉછીના લઇ તેની ચાંદી લાવી બાવાજીને આપી. બાવાજીએ મોહનની સમક્ષ આ સર્વ ભઠ્ઠીમાં મૂક્યું. ને ઘીનો દીવો સામો મૂકી ગૌમુખીમાં હાથ નાખી જપ કરવા બેઠો. મોહન બાવાજીને એક પળ પણ સુનો મૂકતો નહિ. રાત્રે પણ મોહન બાવાજી સાથે ઉજાગરો કરતો. આમ કરતાં કરતાં એક રાત્રે ઉજાગરો સહન નહિ થવાથી તેણે ઉંઘવા માંડ્યું, એટલે બાવાજી લાગ સાધી તમામ સોનું રૂપું અને દાગીના લઇ રસ્તે પડી ગયા. બીજે દિવસે સવારમાં મોહન ઉઠ્યો અને બાવાજીને જોયા નહિ કે તરતજ છાતી કુટવા મંડી ગયો. આસપાસનાં ગામોમાં ઘણીએ તજવીજ કરી પણ પત્તો લાગ્યો નહિ. છેવટે નિરાશ થઇ પોલિસને ફરિયાદી કરી. તેથી સરકાર તરફથી તજવીજ થવા માંડી, પણ ઘણા દિવસ સુધી કાંઇ પણ ભાળ લાગી નહિ. મોહનને તો પડ્યા ઉપર પાટુ થવા લાગી. પૈસાના પૈસા ગયા અને વળી ગામમાં તેની મશ્કરી થવા માંડી. સુશીલના પેલા બે કારીગરોએ જ્યારે આ વાત જાણી ત્યારે તેઓ ખરા અંતઃકરણથી સુશીલનો આભાર માનવા લાગ્યા. સુશીલેજ તેમને આ આફતમાંથી બચાવ્યા એ બાબતની તેમને પૂર્ણ ખાત્રી થઇ ગઇ, તથા સુશીલના વચનો ઉપર તેમને વિશ્વાસ હતો તેમાં અતિશય વધારો થયો.

ચાલો હવે આપણે પેલા કિમિયાગર મહારાજ તરફ નજર કરીએ. મોહનને ને તેના ભાઇને તે ઠગીને ચાલ્યો ગયો, ત્યાર પછી પોલિસે ઘણી તજવીજ ચલાવી, પણ તેનો પત્તો લાગ્યો નહિ. આખરે લાંબી મુદ્દતે એક દાગીનો વેચવા જતાં દૂરના એક શહેરમાં તે પકડાયો. પોલિસે તેની જડતી લીધી, પણ આ એક દાગીના સિવાય બીજું કંઈ એની પાસેથી નીકળ્યું નહિ; કેમકે જે જે દાગીના તથા રોકડ તે ઠગીને લાવ્યો હતો, તે સર્વ તેણે ઉડાવી દીધું હતું. આ ઉપરથી પોલિસે તેને કોરટમાં ઘસડ્યો. તેના ઉપર કામ ચાલ્યું તેમાં ગુનો સાબીત થવાથી તે કેદમાં ગયો, એટલુંજ નહિ પણ અમુક રૂપીઆ દંડ થયો, તથા દંડ તરીકે જે રકમ વસુલ થાય તે મોહનને તથા તેના ભાઇને આપવાનો ઠરાવ થયો. આ ઉપરથી કિમિયા-

ગર પાસે શી શી મિલ્કત છે તેની તજવીજ કરવાની મોહનને જરૂર પડી. ધનજીભાઇ નામના એક વેપારી ઉપરનો કાગળ મેળવીને તે કિમિયાગરના વતનમાં ગયો અને ધનજીભાઇને ઘેર મુકામ કર્યો તથા પોતાની તમામ હકીકત કહી સંભળાવી; ત્યાર પછી ધનજીએ કિમિયાગર સંબંધી વિગતવાર હકીકત મોહનને કહેવી શરૂ કરી.

ધનજીભાઈ—મોહન, આ કિમિયાગર મહારાજ એક વાણીઆનો છોકરો છે. એના પિતાનું નામ મૂળચંદ હતું. તેની પાસે ૪૦–૫૦ હજાર રૂપીઆની મુડી અને વાર્ષિક ઉપજ ૩–૪ હજાર રૂપીઆની હતી છતાં તેની કંજુસાઇનો પાર નહોતો. એક પાઈ ખરચવી અને મરવું એ બંને મૂળચંદ ભાઈના મનમાં એક સરખાં હતાં. તે એટલો બધો કંજુસ હતો કે લોકો તેને મશ્કરીમાં મારવાડી શેઠ કહેતા. અનાજ, શાક વગેરે લેવા જાય ત્યારે સોંઘામાં સોંઘું જોઈ સડેલું કોહેલું લઇ આવે. તેના દેણદારોમાંથી કોઇ કોઇ વાડીઓ કરતા, તેઓ ભેટ તરીકે કોઇ વખત શાક આપી જતા. એ શાક ઘરમાં બગડી જાય તે ભલે, પરંતુ બૈરીને વધારે શાક કરવા દે નહિ, અથવા કોઇને આપવા દે નહિ. જો કોઇ વખતે ઘરમાં વધારે રંધાયું હોય તો ઘરનાં બધાં માણસના ભોગ મળતા. જ્યાં લગી એ ખાવાનું પુરૂં ખપી રહે નહિ ત્યાં સુધી ઉનું રાંધવા દેતો નહિ, અને ઘરનાં તમામ માણસને ટાઢું ખાવાની ફરજ પાડતો. પોતે શરીર ઉપર પુરાં કપડાં પણ પહેરતો નહિ. એક ડગલો શીવડાવે તે દશ વરસ લગી નભાવે, અને તે ફાટીને ચીંથરા થઈ જાય ત્યારેજ ના છુટકે બીજો શીવડાવે. ઘરનાં માણસોને કપડાં લાવી આપવામાં પણ તે એટલીજ કંજુસાઇ કરતો. જોડા પહેરવાની તો તેણે બાધા લીધી હતી. ભાઇ મોહન, તેની કંજુસાઇની શી વાત કરવી! આંધળાં, લુલાં, લંગડાં વગેરે ખરાં ભિખારીને પણ તે કદી એક પાઇ સરખીએ આપતો નહિ. ગામમાં ઢોરને પાણી પીવાની બહુ આપદા હતી, તેથી એક હવાડો બાંધવાનો હતો. ગામના સારા સારા માણસો જેમણે આ આ વાત ઉપાડી લીધી હતી, તેઓ જ્યારે ધરમાદાની ટીપ લઇ તેની પાસે આવ્યા ત્યારે લડવા ઉભો થયો, અને તેમાં એક પાઇ પણ ભરી નહિ. કોઇ સગું વહાલું ઘેર મેમાન તરીકે આવે તો એક દહાડો પણ પોષાય નહિ. અરે, એની કંજુસાઇથી તો તોબા! બજારમાં માલ લેવા જાય ત્યાં દુકાનદારો વસ્તુની વાજબી કિંમત કહે છતાં ઓછી કિંમત આપવાને એટલી બધી માથાફોડ કરે કે દુકાનદાર ખરેખર કંટાળી જાય. આખા

ગામના દુકાનદારો એના સ્વભાવથી માહીતગાર થઇ ગયા હતા, તેથી ચીજ દુકાનમાં હોય તોપણ તેને આપવાની ચોક્ખી નાં કહે. તેની ગૃહસ્થાઇના પ્રમાણમાં તેના ઘરમાં રાચરચીલું નહોતું. બિચારો ક્યાંથી વસાવે ? પૈસા ખરચતાં તેનો જીવ ચાલતો નહિ. રખેને કોઇને કાંઈ ઘસારો થઇ જાય એમ જાણી તે કોઇની સાથે માયા કરતો નાહ; કુટુંબનું કોઈ માણસ માંદું પડે અને મરે તો ભલે, પણ ડાકટર કે વૈદને આંગણે બાંધતો નહિ. સવારમાં ફરીને ગામડામાં ઉઘરાણી જાય, તે છેક સાંજે ઘેર આવીને જમે. આવા કંજુસ માણસનું મોં સવારના પહોરમાં સૌથી પહેલું જોવામાં આવશે તો કાંઇ નુકસાન થશે અથવા આખો દિવસ ઉદાસીમાં જશે એવો વહેમ પાડોશીઓમાં પેસી ગયો હતો અને તેથી સવારના પહોરમાં તેઓ તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતા રખેને ધન ચોરાઇ જશે એમ ધારી નાણાંની પેટી પાસે તે હંમેશાં સુઈ રહેતો. આવી રીતે મહા કષ્ટ અને કંજુસાઇથી એકઠા કરેલા ધનને તેના દીકરા અમરચંદે તેના મરણ પછી બહોળે હાથે ઉડાવવા માંડયું. અમરચંદની નજીકમાં એક ગોલો રહેતો હતો, તે વ્યસની તથા જુગારી હતો. અમરચંદ શેઠના પૈસા તરફ એની નજર કયારનીએ દોડી હતી. મૂળચંદ શેઠના મરણ પછી એણે ધીમે ધીમે ઘરમાં પગપેસારો કર્યો. અત્યંત ખુશામત કરી તેણે અમરચંદની પ્રીતિ મેળવી. ત્યાર પછી ધીમે ધીમે અમરચંદને તેડી તે રોજ સાંજે ગામ બહાર ફરવા જવા લાગ્યો. ત્યાં સંકેત પ્રમાણે બીજા જુગારીઓ પણ આવવા લાગ્યા. લાંબા સહવાસે અમરચંદને એ ટોળીની સાથે માયા થઇ. પરિણામે અમરચંદને સોબતની અસર ખરેખરી થઇ ગઈ. તેના દુષ્ટ દોસ્તદારોની સાથે તે પણ જુગાર રમવા તથા વ્યસન કરવા લાગ્યો. જેમ જેમ પરિચય વધતો ગયો તેમ તેમ એ દુષ્ટો અમરચંદને ઘેર આવવા લાગ્યા. અને તેનાજ ઘરને જુગટાનો અખાડો બનાવી મૂકયું અમરચંદની મા તથા બૈરી રાત દિવસ અતિશય કંકાસ કરવા લાગ્યાં, પણ તેમને જરાએ લેખવતો નહિ. હજારો રૂપીઆનું ઉપરાઉપરી પાણી થવા માંડ્યું. રોકડ રકમ ગુમાવી બેઠો એટલે ઘરેણાં ઉપર ત્રાપ આવી. તેણે એક પછી એક દાગીના વેચવા માંડયા. મા તથા બૈરીનાં ચોધાર આંસુની પણ એણે જરાએ દરકાર કરી નહિ. ઘરેણું વટાવી રહ્યા પછી ઘર તથા ખેતરનો વારો આવ્યો. તે પણ સાનમાં લખી આપી પૈસા લાવી જુગાર તથા વ્યસનમાં બહોળે હાથે ઉડાવ્યા. હજી આટલેથી પણ એને સંતોષ ન વળ્યો ત્યારે અંગ ઉધારે નાણાં લાવી ઉડાવવા લાગ્યો.

જ્યારે કોઈ ધીરનાર રહ્યું નહિ ત્યારે તે થાકયો, અને તે સાથેજ એનો ભરમ પણ ઉઘાડો થઇ ગયો. આખા ગામમાં એની અપકીર્તિ થવા લાગી. લોકો એક પછી એક એને ઘેર ઉઘરાણી આવવા લાગ્યા. એક લહેણદાર એના ઘર ઉપર જપ્તી લાવ્યો અને બીજાએ એને કેદમાં બેસાડાવ્યો. હવે એના કુટુંબની પુરેપુરી દુર્દશા આવી. બૈરી છોકરાંને લઇ રડતી કકળતી પિએર ગઇ અને તેની મા ભાડાનું ઘર લઇ તેમાં રહી. કોઇ પાડોશીને દયા આવે ને કાંઇ અપાવે તો તે ખાતી, નહિ તો બિચારી લાંઘણો કરતી. દુષ્ટ અમરચંદને હજી સાન વળી નહોતી. કેદમાંથી છૂટયા પછી પણ એણે એવાંજ લક્ષણો જારી રાખ્યાં. પોતે સાધુ તથા કિમિયાગર બની જ્યાં ત્યાં ભટકવા લાગ્યો. ભાઈ મોહન, તમારા કહેવા ઉપરથી વળી જણાય છે કે તે બીજીવાર પણ કેદમાં ગયો છે. ભુડા કામોનું પરિણામ હંમેશાં ભુંડુંજ આવે છે. તમે હવે મન વાળી પાછા ઘેર જાઓ. એની પાસે કંઇ પણ નથી. તેથી કોરટે તમને બદલા તરીકે આપવા ધારેલી રકમ તમને મળનાર નથી. આ સર્વ હકીકત સાંભળ્યા પછી મન વાળી મોહન પોતાને ગામ પાછો આવ્યો.

હવે મોહનની દુર્દશા આવી. જે પાડોશીને ત્યાંથી રૂપીઆ લાવ્યો હતો, તેણે દાવો કરી ઘર હરાજ કરાવી પોતાનાં નાણાં વસુલ કર્યાં. વળી તે જે શેઠને ત્યાંથી સુતર લાવી પોતાની શાળ ઉપર માલ બનાવી પાછો આપી આવતો, તેને પણ મોહનની દુર્બળ દશા જોઇ અણવિશ્વાસ ઉત્પન્ન થયો, તેથી માલ આપવો બંધ કર્યો. આથી મોહનના કુટુંબને ભૂખે મરવાનો વખત આવી લાગ્યો. છેવટે મોહનની દૃષ્ટિ સુશીલ તરફ ગઇ. એક દિવસે રાતના વખતે તે સુશીલ પાસે ગયો, અને યુક્તિથી કહેવા લાગ્યો કે જો એકાદ શાળ ઉપર તમે મને કામ કરવા દેશો તો તમારી મારા ઉપર મહેરબાની થશે. જો કદાચ ખાલી ન હોય અને નવી બનાવી આપશો તોપણ હું તે નિયમસર ચલાવીશ, અને તેથી તે પાછળ ખરચેલાં તમારાં નાણાં બરબાદ જશે નહિ.

સુશીલ—તમે તો કોઇ શેઠને ત્યાંથી સુતર લાવી માલ બનાવો છો ને?

મોહન—હાજી, એ વાત ખરી છે, પરંતુ શેઠનો સ્વભાવ સારો નથી તથા ડગલે ડગલે વાંધા પડે છે અને વારંવાર અપમાન કરે છે, માટે આપનાજ કારખાનામાં આવવાની મારી ઇચ્છા છે. આપ ખાનદાન કુટુંબમાં જન્મ્યા છો અને દેવ જેવા છો, આપના હાથે જશરેખા છે, આપના

કારખાનામાં જે રહે છે તે સર્વ સુખી થાય છે, આપનું ભાગ્યજ મોટું છે; નાતજાતમાં તથા ગામમાં આપની વાહવા બોલાય છે. તેમજ આપને ત્યાં રહેનાર કારીગરોની બહુ આબરૂ ગણાય છે, માટે હું પણ આપના કારખાનામાંજ આવવા ઇચ્છું છું. મારા શેઠ તો મને રાખવાને આજીજી કરે છે, પણ હું તે આજીજીને હવે ગણકારવાનો નથી. તમે તમારા કારીગરોને જીવતદાન આપ્યું છે. વળી તમારી ઉદારતા રાજા ભોજ જેવી છે. તમારા કારીગરો તમારી મદદ અને ઉદારતાથીજ દીપી નીકળ્યા છે. આપને જોઇને મને તો એમ લાગે છે કે જાણે કળિયુગમાં બીજા ધર્મ-રાજાજ જન્મ્યા ન હોય!

મોહન હજી વધારે બોલવા જતો હતો, એટલામાં સુશીલે તેને અટકાવીને કહ્યું, કે તમારી આ ટેવ બીલકુલ સારી નથી. કોઇપણ માણસનાં તેને મોઢેજ વખાણ કરવાં એ એક જાતની ખુશામત છે. નીચ માણસોનેજ એવી ખુશામત પ્રિય હોય છે. મને ખુશામતની મોટી ચીઢ છે. ખુશામત કરનાર માણસનું અંતઃકરણ ભાગ્યેજ સારૂં હોય છે. હું દેવ નથી પણ માણસ છું, અને માણસ જાત જેવી ભૂલો કરે છે તેવી હું પણ ઘણીવાર કરૂં છું. હું બહુ આબરૂદાર કુટુંબમાં જન્મ્યો નથી. મારૂં કુટુંબ સાધારણ છે. તમે કહોછો કે નાત જાતમાં અને ગામમાં મારાં પુષ્કળ વખાણ થાય છે, એ વાત ખરી નથી. ખરાને ખરૂં કહેવામાં હું ઘણાંની આંખે ચઢયો છું, અને તેથી મારી નિંદા કરનારનો પણ તોટો નથી. તમારો ધંધો મૂકી તમારે મારા કારખાનામાં આવવાનું શું કારણ છે તે હું જાણુંછું, છતાં તમે તદન ખોટું બોલો છો, એટલુંજ નહિ પણ તે સાથે વળી હદ બહારની ખુશામત કરો છો. ભોજરાજા તો આખા માળવાનો ધણી હતો તેથી તે ધારે એવી ઉદારતા કરી શકે એવી શક્તિ ઇશ્વરે તેને આપી હતી, પરંતુ હું તો પામર પ્રાણી છું. મેં એકે ઉદારતાનું કાર્ય કર્યું નથી. મેં મારા કારીગરોને મદદ કરી હશે, પણ એમાં તો પરમાર્થની સાથે સ્વાર્થ પણ સમાએલો હતો. સઘળા કારીગરો મારે લીધે નહિ, પણ તેમની જાત મહેનતને લીધેજ દીપી નીકળ્યા છે. ભાઈ મોહન, તમારો સ્વભાવ જોઇ મને આશ્ચર્ય લાગે છે. તમને મારા કારખાનામાં રાખવાથી મારા બીજા કારીગરો પણ બગડે, માટે હું તમને રાખવાનો નથી.

આ જવાબ સાંભળ્યા પછી મોહન પોતાને ઘેર ગયો, અને પોતાની

કુટેવને માટે કંઇ એક પસ્તાયો. હવે જેમ જેમ તેને અન્ન વસ્ત્રની તાણ પડતી ગઇ, તેમ તેમ તેના સ્વભાવમાં સુધારો થતો ગયો. કેટલીક મુદત વીત્યા પછી પાડોશમાં રહેનાર કારીગરોને આ બાબતની ખાત્રી થઇ ત્યારે તેમની ભલામણ ઉપરથી સુશીલે તેને અનેક ચેતવણી આપી પોતાના કારખાનામાં નોકર રાખ્યો.

---

## પ્રકરણ ૧૪મું.

---

### દઢતા.

હવે સદ્દગુણીના ભાગ્યનો ઉદય થવા લાગ્યો હતો. સ્વામી ગુજરી ગયા પછી લાંબી મુદતે સુખનો અવસર આવ્યો. દિવસે દિવસે ઉપજ થવા લાગી. તેથી સારી રકમ ખરચી મજાનું ઘર બાંધી તેમાં વાસ કર્યો. સેંકડો માણસો સદ્દગુણીની તથા સુશીલની સલાહ માગવાને રોજ આવતાં. કોઇ કોઇ તો ખુશામતની ખાતરે આવતાં. પણ સદ્દગુણી એવી ખોટી ખુશામતને ગુણકારતી નહિ, એટલુંજ નહિ પણ તેમને ધીમેથી શિખામણ આપી સારે રસ્તે દોરતી. પોતાની અનાથ અવસ્થા વારંવાર યાદ કરતી તથા ઉપજ વધ્યા છતાં દરેક કામમાં વિવેકસર ખર્ચ કરતી. હવે સુશીલના સંબંધને માટે ઉપરાઉપરી માગાં આવવા લાગ્યાં. સદ્દગુણીએ એક સારા આચરણવાળા કુટુંબની કન્યા પસંદ કરી સુશીલનું લગ્ન કર્યું. તે પુત્રવધુને પોતાની પુત્રી તુલ્ય ગણી તેને કેળવવા લાગી. સાસુની વહુ તરફ એટલી બધી મમતા હતી કે વહુ સાસુનો પ્રેમ જોઈ તેના ઉપર ફીદા ફીદા થઇ જતી. સાસુની સલાહથી વહુ દુષ્ટ બૈરાંના સમૂહથી દૂર રહેવા લાગી. મા દીકરો ને વહુ ત્રણે રોજ અમુક વખત ઇશ્વર ધ્યાનમાં ગાળતાં, તથા સાથે બેસી ઇશ્વરનાં ભજન ગાતાં. ત્રણેએ દૃઢ નિશ્ચય કરેલો કે કોઇની કુથલી કે નિંદા સાંભળવી નહિ. કવચિત્ કવચિત્ દુષ્ટ પાડોશણો આ કુટુંબની અદેખાઇ કરતી તથા કુટુંબનાં માણસોને લડાવી મારવાને સાચાં જુઠાં કરી ભંભેરવા પ્રયત્ન કરતી; પરંતુ કુટુંબવાત્સલ્યવાળી સદ્દગુણીના કારભારમાં સર્વ નિષ્ફળ જતાં પેલો નિરાધાર ભીખો તથા તેની વહુ સદ્દગુણીબાઇને ત્યાં વારંવાર આવતાં અને ભીખો તો સુશીલની તરફ સગા ભાઇ કરતાં પણ વધારે સ્નેહભાવથી જોતો. આવા અનુપમ સુખમાં સદ્દગુણીએ નવેક વર્ષ ગુજાર્યાં. એટલામાં તેને

એકાએક તાવ લાગુ પડયો. સુશીલ, ભીખો અને તેમની બંનેની ધર્મપત્નીઓએ મળી તેની ચાકરી કરવામાં કચાશ રાખી નહિ, પરંતુ દૈવઇચ્છા બળવાન છે. સદ્‍ગુણીનો આત્મા આ ક્ષણભંગુર દુનિયા તજી શાંતિ અને સંતોષથી સ્વર્ગે સીધાવ્યો.

સુશીલે નિશાળ છોડયા પછી પણ વાંચનનો મહાવરો સારો રાખ્યો હતો. તે દરરોજ નિયમિત રીતે વર્તમાનપત્રો વાંચતો. ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં ઘણાંખરાં સારાં પુસ્તકો તેણે વાંચ્યાં હતાં. પોતે પુસ્તકશાળાનો મેમ્બર હતો, એટલુંજ નહિ, પણ પોતાને ઘેર પણ તેણે પોતાની એક ખાનગી પુસ્તકશાળા રાખી હતી. તેના મિત્રમંડળમાં પણ ઘણા વિદ્વાન પ્રામાણિક અને ઉત્તમ આચારવિચારના માણસો હતા. આ સઘળા સંસ્કારોને લીધે સુશીલના આચારવિચાર બહુ ઉચ્ચ થયા હતા. માતુશ્રીના મરણ પ્રસંગે તેણે રડવા કુટવાની સાફ ના પાડી હતી. આથી તેની નાત જાતના માણસો અને તેમાં પણ વળી ખાસ કરીને સ્ત્રી વર્ગ કકળી ઉઠયો હતો. સુશીલ જાહેર રીતે કહેતો કે આપણો એ રિવાજ બીલકુલ સારો નથી. મરનારના સંબંધીઓને દીલાસો આપવાને બદલે રડી કુટી દીલગીરીની વાતને આપણે તાજી રાખીએ છીએ. ભલે લોકો ગમે તે બોલે પણ હું તો મારા વિચારમાં દૃઢ રહીશ.

માતુશ્રીના મરણને આઠ નવ દિવસ થયા એટલામાં તેની નાતનાં અનેક બૈરાં ડોસીને રડવાને બહાને એને ઘેર આવી ગયાં. રડવાની સુશીલે મના કરી હતી તેથી અમથાં બેસીને ચાલી જતાં. આ બૈરાંમાંથી ઘણાં ખરાં તો ચિકિત્સા જોવાને આવતાં કે ડોસીની પાછળ જ્ઞાતિ ભોજનમાં સુશીલે શું કરવા ધાર્યું છે. છેક દશ દિવસ થયા ત્યાં સુધી કાંઇ તૈયારી લોકોના જોવામાં આવી નહિ ત્યારે આખી નાતમાં સુશીલનીજ વાતો થવા લાગી. કોઇ એને સુધરેલ કહે, કોઇ બગડેલ કહે, કોઇ વહી ગએલો કહે અને કોઇ કોઇ તો એને નીચ કે કંજુસ કહેતા. આ સઘળી વાતો એના કાન પર આવતી, પણ એણે કશાને લેખવ્યું નહિ. છેવટે એનો પિતરાઇ કાકો હાથમાં લાકડી લઇ ધીમે ધીમે ખોડંગતો ખોડંગતો સુશીલને ઘેર આવ્યો ને કહેવા લાગ્યો કે ભાઇ, કુટુંબમાં કોઇ પરાક્રમી પાકે ને સારાં સારાં ભોજન આપી નામના મેળવે, એ એક મોટો લ્હાવો છે. માટે કુટુંબની ઇજ્જત વધે એવી શિખામણ આપવાની ખાતર હું અહીં આવ્યો છું. તને આ કોઇએ ખોટું ભૂત ભરાવ્યું છે. જ્ઞાતિભોજન આપ્યા સિવાય ન ચાલે.

આ રિવાજ કાંઇ આજકાલનો નથી. આપણા બાપદાદા કરતા આવ્યા છે, અને આપણે પણ કરીએ એમાં કાંઇ નવાઇ નથી. ગરીબગરબાં ઘરમાં ખાવા ન હોય તો પણ ઘરબાર વેચીને જ્ઞાતિભોજન આપે છે; અને તારા ઉપર તો ઇશ્વરની કૃપા છે, છતાં આવી નાગાઇ કરે છે તે ઠીક નથી. નાત જાતમાં ઉતરી જઇશ છોકરાં છૈયાં વરાવવાં કઠણ પડશે, ને સુખેદુઃખે કોઇ ભાવે પૂછશે નહિ આ રિવાજ આપણા એકલામાંજ નથી; તમામ જ્ઞાતિઓ તપાસી જો. કોળી વાઘરી ઢેડ સરખા પણ મરણ પ્રસંગે જ્ઞાતિભોજન આપ્યા વગર રહેતા નથી. તું અત્યારે સમજતો નથી, પણ પછી જ્યારે નાતજાતનાં માણસોનાં મહેણાંટુણાં સાંભળીશ ત્યારે તારૂં માથું કાણું થઇ જશે; ને પછી મારા બોલ યાદ કરીશ. અંતઃકરણની દાઝ અને આંતરડાંની સગાઇ જાણીનેજ હું તને શિખામણ આપવા સારૂ ગાંઠે ખીચડી બાંધીને અહીં આવ્યો છું, બાકી તો બીજાં જ્ઞાતિજનોની માફક મને પણ દૂર રહી ચિકિત્સા કરતાં આવડે છે.

સુશીલનું મનોબળ બહુ દૃઢ હતું. ડોસાના કહેવાની અસર તેના ઉપર જરાએ થઇ નહિ. જ્યારે શાળનો ધંધો શરૂ કરવો હતો ત્યારે આજ ડોસાએ ભવાં ચઢાવીને જે જવાબ આપ્યો હતો તે તેને હજી યાદ હતો, પરંતુ ઉંચા સંસ્કારોને લીધે મહેણાંટુણાં મારી વેર લેવાની જિજ્ઞાસા તૃપ્ત કરવાની ટેવને તે ધિક્કારતો તેથી મનમાં સમજી તેણે એ વાત ઉચ્ચારી નહિ; પરંતુ ડોસાને શાંતિથી જવાબ આપ્યો કે આ રિવાજ કોઇપણ પ્રકારે સારો નથી. આ રિવાજથી આપણી તેમજ બીજી જ્ઞાતિઓની ઘણી ખરાબી થઇ છે. આપણાં ધર્મશાસ્ત્રોમાં એ રિવાજ કોઇપણ ઠેકાણે વર્ણવ્યો નથી. મેં એકવાર દૃઢતાથી જે સારો વિચાર કર્યો છે તે હું કદી છોડનાર નથી. હું સારી રીતે સમજું છું કે આપણી નાત જાતનાં માણસો તથા સગાંવહાલાં મારી પાછળ કૂટકૂટ કરી રહ્યાં છે, પણ એથી હું ડગી જાઉં એવો નથી. ગમે તે પરિણામ આવે પણ હું મારો નિશ્ચય તજવાનો નથી.

ભાઇ સુશીલ મારો એક છેલ્લો બોલ સાંભળી લે. જ્ઞાતિ જશ આપે એ નાનુંસુનું કામ નથી. ધન્ય ભાગ્ય હોય ત્યારેજ એવો જશ મેળવી શકાય છે. જો પેલા મોરલીધર પંડયાના પિતા ગુજરી ગયા ત્યારે નાતમાં વઘન ચાલતાં હતાં. તેથી તેમણે બે દિવસ સુધી મહાદેવના દહેરામાં લાંઘણ કરી નાતને એકઠી કરી જમાડી ત્યારે જંપ્યા. એનું નામ તે માણસાચારી !

એનું નામ તે રહ્યા ! આમ બકવા કરવા મચી પડો છો એમાં બહાદુરી નથી. પેલા દવેજીએ પોતાની બાર વરસની દીકરી પાછળ આખી નાત જમાડી કેવા હરહર મહાદેવ બોલાવી દીધા એ તને ખબર નથી શું ? અરે પેલા આચારજને ઘેર શું થયું તે તો જરા વિચાર ! મગનલાલ આચારજનું મરણ ૪૫ વરસની ઉંમરે થયું હતું. તેમની વિધવા નવી હોવાથી ૧૮ વરસની ઉંમરની હતી, અને છોકરો તો માત્ર નવ માસનો હતો બાઇને પડી રહેવાને માત્ર એક છાપરું હતું, સિવાય આજીવિકાના સાધનમાં કંઇજ નહોતું. છતાં પણ જ્યારે બાઈના નણદોઇ કહેવા ગયા કે તરત તેણે તે વેચી નાખ્યું અને ભાડાના ઘરમાં રહેવા ગઈ; અને ઘરના પૈસા ઉપજ્યા તે વડે સ્વામીની પાછળ જ્ઞાતિભોજન આપી આખી નાતમાં જયજયકાર વર્તાવી દીધો એનું નામ તે જાત ! એનું નામ તે કુળવાનની કન્યા ! એનું નામ તે સતી ! ભલેને પોતે દળણાં દળીને પોતાનું પેટ ભરશે અને છોકરો મોટો કરશે, પણ સ્વામીના કુળને તો અજવાળ્યું ! હજી વખત છે, માટે સમજ. ઉપરથી ઇશ્વર કહેવા માટે નહિ આવે.

સુશીલ—કાકા, મને આવી ત્રાસદાયક વાત વધારે કહેશો નહિ. તમે એમાં શી મોટી પરાક્રમોની વાતો કહી તેની મને તો સમજ પડતી નથી. તમે આવો ઉપદેશ કરી ઘણાંએ કુટુંબોને પાયમાલ કરી નાખ્યાં છે. આમાં હું અજ્ઞાનતા સિવાય બીજું કંઇ જોતો નથી. ભલે તમારે કહેવું હોય તે કહેજો. લોકો ખાવાની ખાતર ચાર દિવસ ગમે તે બોલશે તેની મને અડચણ નથી. હું મારી દૃઢતા છોડનાર નથી. મારો દાખલો લઇ બીજાં ગરીબ કુટુંબો પણ આવા પ્રેતભોજનના અઘટિત ખર્ચોથી બચશે તેથી મને બહુ પુણ્ય થશે એમ હું માનું છું લોકોને ખાવા મળે તેથી વાહવા બોલે છે, અને તેથી ફુલાઇને અનેક માણસો પાયમાલ થાય છે અને થયા છે, માટે હવે મને વધારે કહેશો નહિ, હું માનનાર નથી. ડોસાને આથી બહુ ગુસ્સો ચઢ્યો, તેથી તે ભવાં ચઢાવી એકદમ ત્યાંથી ચાલ્યો ગયો. પોતાની શિખામણ સુશીલે માની નહિ, તેથી આ વાચાળ ડોસાએ તથા બીજા જ્ઞાતિજનોએ ઠામઠામ સુશીલની નિંદા કરવામાં બાકી રાખી નહિ; પરંતુ વિના પ્રયોજને અજ્ઞાન લોકો તેને વખાણે કે વખોડે તેની પરવા સુશીલ કદી કરતો નહિ.

માતુશ્રીની પાછળ કાંઇ પણ ધર્માદા કાર્ય કરવું એવી તો સુશીલની

મૂળથીજ ઇચ્છા હતી. પોતે જે સારી સ્થિતિ ઉપર આવ્યો છે તે પ્રતાપ પોતાની માતુશ્રીનોજ છે એમ તે માનનો. માતુશ્રીની પાછળ ખરેખરા ધર્મનું કાંઈ પણ કાર્ય કરવા તે વિચારતો હતો, એટલામાં તેને એક ઉત્તમ માર્ગ જડી આવ્યો. સુંદરપુરમાં એક અંગ્રેજી નિશાળ હતી, તેમાં પાંચમા ધોરણ સુધી અભ્યાસ ચાલતો હતો. છઠું ને સાતમું ધોરણ શીખવા માટે પંદર વીસ માઇલ ઉપર આવેલા એક બીજા શહેરમાં વિદ્યાર્થીઓને જવું પડતું. ત્યાં નિશાળની ફી ઉપરાંત વીશી ખર્ચ ભરવું પડતું તેથી ઘણાખરા ગરીબ વિદ્યાર્થીઓને અભ્યાસ છોડવો પડતો; અને તેથી ધોબીનો કુતરો ઘરનોએ નહિ અને ઘાટનોએ નહિ, એવી તેમની સ્થિતિ થતી. આ મુસ્કેલીથી ડરીને તેની માએ તેને અંગ્રેજી નિશાળમાં ન મૂકેલો એ વાત પણ તેને વારંવાર યાદ આવતી. સુંદરપુરના લોકોએ અંગ્રેજી છઠું ને સાતમું ધોરણ શીખવવાની પરવાનગી મેળવવા માટે સરકારને વારંવાર અરજ ગુજારેલી, પરંતુ રૂ. ૧૦૦૦૦)ની થાપણ ખાસ જુદી મૂકવામાં આવે, તોજ એ બે ધોરણો કાઢવાની પરવાનગી આપવામાં આવશે એવો સરકાર તરફથી જવાબ મળતો હતો. ગામમાં કેટલાક ધનવાનો હતા, પરંતુ આવી મોટી રકમ ધર્માદા તરીકે આપવાની કોઈ હિંમત કરતું નહિ. આમ બીના જાણવામાં આવતાં સુશીલે વિચાર કર્યો કે આજથી દશ વર્ષ પહેલાં તો મારી પાસે કંઇ ન હતું. વળી મરણ પ્રસંગે કંઇ પણ મુડી સાથે લઈ જવાની નથી. હાલ જે મારી પાસે રૂ. ૩૫૦૦૦)ની મુડી એકઠી થઈ છે, તેમાં ખરો પ્રતાપ તો મારી માતુશ્રીનોજ છે. પુત્રધર્મ બજાવવાનો ખરેખરો જોગ ઇશ્વરે અનાયાસે આપ્યો છે, એમ ધારી તેણે રૂપીઆ દશ હજારની રકમ સખાવત તરીકે આપવા સત્તાધારીઓને પોતાનો વિચાર જણાવ્યો; એટલુંજ નહિ પણ તે રકમ મોટા આનંદ સાથે સત્વર આપી માતુશ્રી તરફનું ઋણ અદા કરી સંતોષ પામ્યો. ધન્ય છે સુશીલની હિંમત અને વૃત્તિઓને ! દૃઢતા તે આનું નામ ! સુપુત્રોનો ધર્મ તો એજ છે !

સુશીલે પોતાનો સંસાર ચલાવવામાં ઘણી બાબતોમાં દૃઢતા દેખાડી હતી. સુંદરપુરથી થોડે દૂર તીર્થક્ષેત્ર નામે એક શહેર આવેલું હતું. ત્યાંના બ્રાહ્મણો બહુ કુળવાન ગણાવાની રૂઢી ત્યાંની જ્ઞાતિમાં દાખલ થઇ ગઇ હતી. તેથી તીર્થક્ષેત્રની આસપાસ આવેલાં સુંદરપુર અને બીજાં સ્થળના બ્રાહ્મણો પોતાની કન્યા ત્યાં આપતા. કન્યાનાં માબાપોને લગ્ન પ્રસંગે જાનખર્ચ તથા ખર્ચ ઉપરાંત વરરાજાને રૂ. ૨૦૦) થી રૂ. ૧૫૦૦) સુધીનો ચાંલ્લો

આપવો પડતો. આ કુળવાનોને કન્યાની એટલી બધી છૂટ રહેતી કે તેમના ઘરમાં પુત્રવધુનો તો હિસાબજ નહોતો. તેથી ઘણી બાઇઓ દુઃખી થતી.

એક વખત સુશીલ અને તેની પત્ની બંને બેઠાં હતાં. એવામાં પાડોશમાં રહેનાર જગન્નાથ શાસ્ત્રીનાં ધણિઆણી જયકોર ત્યાં આવ્યાં. ને જણાવ્યું કે મારી ભાગીરથીના પિતા ગામ ગયા છે, ને ટપાલમાં આ કાગળ આવ્યો છે. તે જરા વાંચી સંભળાવશો તો તમારો આભાર થશે સુશીલ કાગળ વાંચતો ગયો અને જયકોરને કહેતો ગયો કે આ પત્ર તીર્થક્ષેત્રથી આવ્યો છે; અને શાસ્ત્રીની ફોઇના દીકરાએ લખેલો છે. તેમાં એવી મતલબ છે કે ભાગીરથીનો વિવાહ ગંગાધર શાસ્ત્રીને ત્યાં કર્યો છે, અને રૂ. ૫૦૦) ચાંલ્લાના આપવાના નક્કી કરેલા છે, પરંતુ લગ્નસરા પાસે આવવાથી આસપાસના ગામના કેટલાક ગૃહસ્થો પોતાની કન્યાનાં સગપણ કરવા ત્યાં ઉતરી પડયા છે. પરિણામે વરના ભાવ વધતા ચાલ્યા છે. જે વરના રૂ. ૩૦૦) ઉપજતા તેના હવે રૂ.૬૦૦) ઉપજે છે. ગંગાધર શાસ્ત્રી અને તેમનાં ધણિઆણી બંને ફરી બેઠાં છે, કેમકે તેમના છોકરાના હવે રૂ. ૯૦૦ થી રૂ. ૧૦૦૦) સુધી ઉપજવા લાગ્યા છે. અને તેથી શાસ્ત્રીજીને ત્યાં તેડાવ્યા છે. આ વાત સાંભળી જયકોરની આંખમાં ઝળઝળીઆં આવ્યાં, અને કહેવા લાગી કે ભાઇ, અમારાં નશીબજ વાંકાં છે. પેટે પાટા બાંધી જેમ તેમ કરી રૂા. ૫૦૦)નો જોગ કરેલો છે, તેમાં વળી આ વિઘ્ન આવી પડયું. ભાગીરથીના પિતાને તેડવા માટે માણુસ મોકલું છું. આ વાત સાંભળી તેમને અનાજ પણ ભાવવાનું નથી. રૂા. ૧૦૦૦) ચાંલ્લાના તથા રૂા. ૨૦૦) જાનખર્ચના મળી લગભગ રૂા. ૧૨૦૦) ખર્ચ થાય, તે લાવવા કયાંથી ? અમે લગ્ન લેવાની તૈયારીમાં હતાં, એટલામાં વળી આવી પીડા આવી પડી. એમ બોલી ડસકાં ભરતી ભરતી તે પોતાના ઘર તરફ ચાલી. આ દેખાવ જોઇ સુશીલને ઘણી દયા આવી. તેણે જયકોરને પાછી બોલાવી કહ્યું કે જો તીર્થક્ષેત્ર સિવાયના બીજા કોઇ સ્થળમાં સારા આચારવિચારવાળા કુટુંબમાં તમારી ભાગીરથીનું લગ્ન કરો તો બધું ખર્ચ હું માંડી વાળીશ. જ્યાં છોકરી સુખી થાય તેજ સારૂં કુળ. શક્તિ હોય કે ન હોય તો પણ સેંકડો રૂપીઆ ચાંલ્લાના આપી તીર્થક્ષેત્રના કુળવાન ગણાતા બ્રાહ્મણોમાં કન્યા આપવાનો આપણો આ રિવાજ કોઇ પણ પ્રકારે સારો નથી. આવા ખોટા કુળાભિમાનને ગ્રહણ કરવાથી આપણી ખરાબી થઇ છે, અને હજી વધારે થશે. તમને લોકો ફટફટ કરશે, પણ એથી તમારે ડરવું નહિ. તમે જે ગામમાં અને

જે કુટુંબમાં ભાગીરથીનું લગ્ન કરશો તેજ ગામમાં અને તેજ કુટુંબમાં હું મારી દીકરીનો પણ વિવાહ કરવા તૈયાર છું. તીર્થક્ષેત્રના કુળવાન ગણાતા બ્રાહ્મણોમાં હું મારી દીકરી દેવા રાજી નથી. ખરી રીતે જુઓ તો આપણી નાતના ઘણા માણસોને અંદરખાનેથી આ રિવાજ પસંદ નથી, પણ આગેવાની કરી બહાર પડવાની કોઈનામાં હિંમત નથી. શાસ્ત્રીજી આવે ત્યારે તેમને પૂછી વિચાર કરી જવાબ આપજો. ઘણા માણસો ફેરવનાર મળશે, માટે દૃઢતા હોય તોજ મારી પાસે આવજો. તમારી કન્યાને માટે તમે મુખત્યાર છો. બાકી મારી દીકરીના સંબંધમાં હું તો મારો નિશ્ચય ફેરવનાર નથી.

જ્યારે જગન્નાથ શાસ્ત્રી ઘેર આવ્યા, ત્યારે જયકોરે આ બધી હકીકત કહી સંભળાવી, પરંતુ તે જુના વિચારના હોવાથી તેમને વાત ગમી નહિ, અને તેઓ એકદમ તીર્થક્ષેત્રમાં ગયા. ગંગાધર શાસ્ત્રીના ઘણા કાલાવાલા કર્યા, પરંતુ રૂપીઆ એક હજાર કરતાં ઓછી રકમ લેવાની તેમણે ચોકખી ના કહી. બીજા બે ત્રણ વર હતા ખરા, પણ તેમણે પૈસા સંબંધી મોટી બાથ ભીડવા માંડી, તેથી પૈસાનો સગવડ કરી ફરીવાર ત્યાં જવાનો નિશ્ચય કરી શાસ્ત્રી પાછા આવ્યા. પછી સગાંવહાલાંની સલાહ પૂછતાં સર્વે તીર્થક્ષેત્રમાંજ કન્યા આપવાનો આગ્રહ કરવા લાગ્યા, તથા બીજે સ્થળે કન્યા આપવાથી નાક કપાઇ જશે એમ કહેવા લાગ્યાં ખરાં, પરંતુ જેની જેની પાસે પૈસા સંબંધી માગણી કરી, તે સર્વે જણે ચોકખી ના કહી હવે એકે ઉપાય રહ્યો નહિ, એટલે થાકીને છેવટે શાસ્ત્રીજી સુશીલ પાસે આવ્યા, અને તેની વાત કબુલ કરી. સુશીલે શાસ્ત્રીજીને કહ્યું કે લોકો તમને ફટફટ કરશે, માટે પુરેપુરી દૃઢતા હોય અને લોકો ગમે તે બોલે તેની જરાએ દરકાર ન કરો તોજ હું તમારા કામમાં ઉભો રહેવા ખુશી છું. શાસ્ત્રીજીએ પ્રતિજ્ઞા પૂર્વક તે સર્વે કબુલ કર્યું, ત્યાર પછી સુશીલ શાસ્ત્રીને તેડી જોડેના ગામમાં ગયો, અને કુળમાં સાધારણ ગણાતા, પણ ઉત્તમ આચારવિચારના એક માણસને ત્યાં ભાગીરથીનો વિવાહ કર્યો, તથા એજ કુટુંબના બીજા માણસને ત્યાં પોતાની દીકરીનો પણ વિવાહ કર્યો. ભાગીરથી ઉંમર લાયક થઇ હતી, તેથી વિવાહની સાથે લગ્ન પણ લીધાં. નાતજાતનાં પુષ્કળ માણસોએ સુશીલની તથા શાસ્ત્રીજીની નિંદા કરવા માંડી, પણ તે કશાથી નહિ ડરતાં આગેવાની

ભરેલો ભાગ લઇ સુશીલે ઉત્સાહ સાથે ભાગીરથીનું લગ્ન કર્યું, અને આપેલા વચન પ્રમાણે તમામ ખર્ચ માંડી વાળ્યું.

સુશીલે આ તથા આવાં બીજાં કામોમાં વારંવાર દૃઢતા દેખાડી હતી. એના પિતરાઇ મામાનો દીકરો નંદલાલ કરીને હતો. તેને એક જમનાદાસ નામના શેઠનું દેવું હતું. દેવાનો ફડચો કરવાને શેઠને તેડીને નંદલાલ સુશીલને ઘેર આવ્યો. બંને પક્ષની વાત સાંભળીને તથા આસપાસના સંજોગોનો વિચાર કરીને સુશીલે એ દેવા પેટે અમુક રકમ આપવાની નક્કી કરી આપી. બંને પક્ષને આ ઠરાવ પસંદ પડયો. આ વાત જમનાદાસના નાના ભાઇના જાણવામાં આવી. બંને ભાઇઓ વચ્ચે વડીલોની મિલ્કત વહેંચવા સંબંધમાં લાંબી મુદતથી તકરારો ચાલતી હતી, તેથી જમનદાસનો નાનો ભાઈ નંદલાલને મળ્યો. અને જો તેના મોટાભાઇને બાજુએ મૂકી દઇને તેને એકલાનેજ નાણાં આપવામાં આવે તો સુશીલની રૂબરૂ નક્કી થએલી રકમ કરતાં લગભગ અડધી રકમ આ દેવા પેટે લઈ પુરી રકમની પહોંચ આપી દેવા પોતાની ખુશી જણાવી. નંદલાલનું મન આથી લલચાયું ખરૂં, પરંતુ જમનાદાસ દાવો કરે અને સુશીલ ખરી હકીકત કહી દે તો પોતે કદાચ મુસ્કેલીમાં આવી પડે, એમ ધારી પ્રથમ તે સુશીલને મળ્યો અને કોર્ટમાં દાવો દાખલ થાય તો પોતાના લાભમાં સાક્ષી આપવા સુશીલને વિનંતી કરી. સુશીલે પૂર્ણ દૃઢતાથી જવાબ આપ્યો કે એમ કદી બનશે નહિ. થવાનું હોય તે થાય, પરંતુ મારી રૂબરૂ જે વાત બની છે, તેમાં જરા પણ ફેરફાર કર્યા સિવાય હું કોર્ટને ખરેખરી હકીકત જણાવી દઇશ. આ ઉપરથી નંદલાલને બહુ માઠું લાગ્યું, અને ઠામ ઠામ સુશીલની નિંદા કરવા લાગ્યો, એટલુંજ નહિ પણ સુશીલની દીકરીના લગ્ન પ્રસંગે નંદલાલ, તેની બેન, બનેવી અને માસી વગેરે સગાં એને ઘેર બીલકુલ આવ્યાં નહિ. ખરી બાબતમાં સુશીલ આમ ડગી જાય એવો નહોતો. પુષ્કળ દુઃખ વેઠતાં છતાં પણ અનેક બાબતોમાં સુશીલે આવી દૃઢતા દેખાડી હતી.

સુશીલનાં લક્ષણો ખરેખર અનુકરણ કરવા જેવાં હતાં. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એના ઉત્તમ વર્તનની અસર નાતજાતમાં વધારે ફેલાતી ગઈ અને તેના પ્રરિણામે ઘણા માણસોને લાભ થયો હતો. ઘણા સમજુ માણસો ડગલે ડગલે એનાં કૃત્યોનાં દષ્ટાંતો આપતા. અને

એના મરણ પછી તો લોકો એને દેવ જેવો ગણી ક્ષણે ક્ષણે યાદ કરતા, તથા એનાં પરોપકારી કાર્યો અને ઉચ્ચ લક્ષણોથી ફેલાએલી અસર જોઈ આનંદાશ્ચર્ય પામતા. પરમકૃપાળુ પ્રભુ અમારા વાંચક વર્ગમાં સુશીલનાં જેવાં શુભ લક્ષણો પ્રેરો ! तथास्तु.



